# ખારાં પાણી

: ટૂંકી વાર્તાઓનો સંગ્રહ :




બકુલેશ

દિલમેં [illegible] ગમ [illegible]
[illegible] [illegible] ન [illegible] !

—મિર્ઝા ગાલિબ

મૂલ્ય

રૂપિયા સવા બે

પ્રતિમા પ્રકાશન ૯

ફેબ્રુઆરી ૧૯૫૬







મુદ્રક

કાન્તિલાલ ક. પરીખ

પ્રતિમા પ્રિન્ટરી,

૫૫, ગામદેવી રોડ મુંબઈ-૭.

And what a privilege is to be human! How much that is wonderful leaps to the eye—how the presence of beauty causes the heart to throb with a voluptuous rapture that is almost pain!

MAXIM GORKI

❀

કાસ્તા ઉનકી અદાઓંકી હૈ
રંગી લેકિન
ઉસમેં કુછ ખૂને તમન્ના ભી હૈ
શામીલ અપના!
– 'અસગર'

❀

કોઈ મેરે દિલસે પૂછે તેરે
તીરે નીમ-કશ કો
યે ખલિશ કહાંસે હોતી
જો જિગર કે પાર હોતા!
– 'મિર્ઝા ગાલિબ'

❀

તેરી મહેફિલ સે ઊઠતા ગૈર
મુઝકો ક્યા મંઝૂર
દેખના થા મૈં કિ તૂને
ઇશારા કર દિયા!
– 'હસરત મોહાની'



અનુક્રમ



આવરણ ગુશોભન:
શ્રી બંસીલાલ વર્મા

બકુલેશ

કૃત

બીજી કિતાબો

૧ નિશ્વાસ

૨ કાન્વનાં કંકુ

૩ અગન ફૂલ

૪ ખારાં પાણી

☆

## થોડુંક

શ્રી બકુલેશની આ વાર્તાઓ પ્રગટ કરતા મને જરૂર આનંદ થાય છે વાર્તાના કસબી તરીકે ગુજરાતી વાંચકોએ એમને ઘણા સમય પહેલા પુરસ્કાર્યા છે, અને શ્રદ્ધા છે કે આ વાર્તાઓ ગુજરાત જરૂર આવકારશે ને થોડા જ સમયમા એને બીજી આવૃત્તિનુ સદ્‌ભાગ્ય સાપડશે

પ્રતિમા' માસિક આજે ગુજરાતમાં પોતાની વિશિષ્ટતા બતાવે છે ને એનો નિજનો એક વિશિષ્ટ પ્રકારનો વાંચકવર્ગ છે વિશ્વાસ છે કે પ્રતિમાના વાંચકોને પણ આ વાર્તાસંગ્રહ આનંદ અને સતોષની ભાવના આપશે

પ્રકાશક

☆

હવે પછી તુરત જ—

'બાદલ અને બરખા'

ટૂંકી વાર્તાઓનો

નવીન સગ્રહ

☆

—હવે પછી—

○ પાછલી ગલીની પ્રિયતમા

○ કો'કની ઇન્તેજારીઓ

(નવલકથા)

○ સત્યમ્ શિવમ્ સુન્દરમ્

(કલા વિવેચનો)



# ૧

## ખારાં પાણી

સાંજનાં ગુલાબી તડકામાં દરિયાનાં ખારાં પાણી કાંઠે પડેલા એ જૂના જહાજના તુતક પર થપાટો લગાવી રહ્યાં હતાં અને ઓતરાદા પવનના વાયરા કાંઠે ઊભા રહીને ઠેઠ ક્ષિતિજ સુધી નજર નાખનારના નાક સમક્ષ દરિયાનાં ખારાં પાણીની વાસ ભેટ ધરી જતા: એમ મિનિટો અને કલાકો વહ્યે જતાં. કાંઠે પડેલા રેતીના થર પરથી ધીમે ધીમે કાંકરીઓ સુરેખ પધ્ધતીએ નિયમીત સરતી ઢાળા તૈયાર કરતી હતી. રેતી ઉપરના ભાગમાં કોઇ કોઇ સ્થળે ઉગી નીકળેલા પીલુડીના વેલાઓ પવનના વાયરાથી જરાક કંપી રહ્યા હતા. અને દૂર દૂર પાંખો ફફડાવતા સફેદ પંખીઓ દરિયાની સપાટી પર ઉડી ઊડી જતા હતાં નાના - નાનાં હોડકાં દરિયાનાં પાણીમાં નાચતાં-કુદતાં હતાં. દરિયો બહુ તુફાની નહોતો છતાં યે મોજાંની થપાટો ઘણીજ જોરદાર હતી. કાંઠાની એક બાજુએ કાળમીંઢ પત્થરોની મોટી ભેખડો આવી હતી અને તેની જ પાસે બીજી દિશામાં એક નાનકડું બંદર બાંધી લેવામાં આવ્યું હતું. એ બંદર ઉપર લોઢાના થાંભલા પણ ખારાં પાણીથી ધોવાતા હતા: એમાં બાંધેલા દોરડાં દરિયાના પાણીમાં પડ્યાં જ રહેતા હતાં: બંદરને એક ખૂણે લાકડાથી બાંધેલું, નાનકડા બે ઓરડાવાળું ઘર સાંજની રોશનીમાં દૂરથી રળિયામણું લાગતું પાસે વહાણને

લગના સામાનનો થોડોક ભંગાર પડ્યો હતો. તેની ઉપર માછી-મારોની મચ્છી પકડવાની કેટલીક જાળો સુકાઈ રહી હતી.

અને એ બધાંની પાસે અગ્ગ્બારવ કોઠા વેરાન જેવો પડ્યો પડ્યો એકલો ખાલી હતો. દરિયાની છાતીનું હાંફવું અને સળગી સાંજે ક્ષિતિજ પરથી ચાલ્યું આવતું પંખીઓનું વિચિત્ર પ્રકારનું સંગીત કાઠાનો મીજાજ બની રહ્યાં હતાં. ભાંગી ગયેલા જહાજ ઉપર ઊતરતા ખારા પાણીનાં મોજાંઓ અને હવે જેમ જેમ વખત વહેતો જતો તેમ તેમ નીલા આકાશમાં ઊડતા જતા નાનકડા તારલાઓ અને લીલા કાચ જેવા પાણીથી ભરેલો દરિયો એ સર્વ વાતાવરણમાં એક જાતનું સંધ્યાનું સંગીત ભરતા હતાં.

અને બાલ્પો ટંડેલ એ ભાંગેલા જહાજના તુતકપર બેઠો હતો. તંગ ઇજાર અને મોરપશ જેવો કાળો ગરમ હાફકોટ, નીચે ફાટી ગયેલું-કાણાંઓની 'ડીઝાઈન'વાળું ગળફ્રોક અને માથે ખલા-સીઓ પહેરે છે એવી ચાંચવાળી લાલ ટોપી પહેરીને એ બેઠો હતો. એના માથાના વાળ સફેદ થઇ ગયા હતા. ચંચી ગઓલી દાઢીના સફેદ વાળ એના કાળા રંગના ચહેરા પરથી ઉડીને બહાર આવતા હતા ઉપરથી જોતાં એને કોઇ દુબળો કહે નહીં એને જરૂર કોઇ મુસલમાન ધારી લે.

દુનિયાના જુદા જુદા દરિયા ખેડી ખેડીને, રાતના સમયે ધ્રુવ-તારો અને આકાશી હીરાઓની સંતાકુકડીની રમત નિહાળીને એની આંખો આજે ઝૂંખ બની હતી. છતાંયે એમાં એક સમયની જવાનીના અંગારા હજીયે જલતા હતા.

'બાલ્પા!.....દુબળોશ!... ..ઇશાન ફૂંકાતો દેખું.....! સુકાન ફેરવ!"

'દુબળોશ બેટા!...ઇસ્માઈલ્યા!'

'દુબળોશ! આ આવી!...દુબળોશ!'

દરિયાનાં ઉછળતાં મોજાં, ..ઘૂઘવાટ કરતું ઘેરું સંગીત...ઇશાનનો ફૂંકાતો પવન.....! હમણાં જ વરસાદ તુટી પડશે, અને વીજળીના કડાકા થશે.....એવું વાતાવરણ ફેલાઇ જતું અને ચોતરફ અંધારાં ઘેરાતાં ત્યારે જહાજના એ જવાંમર્દો રૂંવાડું યે ન ફરકે એવી સ્વસ્થતાથી અને ચપળતાથી પોતાના જહાજની મિજબાની કરતા.

...અને કેટલાય દેશના દરિયા એણે ડહોળ્યા હતા ?!........ કેટલાય બંદરોની બાની એણે ચાખી હતી !...એ બધા દ્રશ્યો ખાલ્પાની આંખો સામે ખડાં થયાં. કેટલી વાર તે ડૂબતાં ડૂબતાં બચી ગયો હતો ......હા, એક વેળા તો એણે પેલા ગોરા સાહેબની જાન બચાવી હતી અને બદલામાં એને શું ઇનામ મળ્યું હતુ ?...જવા દો !...પણ આજે એની સારી યે જિંદગી એને શું ભેટ આપી રહી હતી ?... આ બુઢાપો ?...આ જઇફી ?...આ દરિયાનાં પાણીની દોસ્તી !...મોટા તુફાની મોજાં સાથેની ખુશ્ગુફ્તેગુ !...અને એ જ એના જીવનસાથી જેવા અવાજો...'હુબ્બેશ ! ખાલ્પા !...હુબ્બેશ ઇસ્માલીઆ! હુબ્બેશ આદમ ! હુબ્બેશ માલમ !...હુબ્બેશ મીર !...યા અલી ! યા અલી મદદ ! !...' એ બધું એની જિંદગીના દરિયામાંથી કેટલીયે વાર પસાર થઇ ચુક્યું હતું-પણ આખરે ?...આખરે ? એ બધાનો અંજામ શું ?...એ દરિયાઇ સફરોએ ખાલ્પાને શાની ભેટ આપી હતી ?

મીસરને કઠિ એણે જિંદગી માણી હતી....આફ્રિકા તરફ માલ લઇ ઉપડતા જહાજમાં એણે પોતાના ખલાસી બિરાદરો જોડે ઘણીવાર ઊંચી જાતના શરાબની મિજબાની પણ ઊડાવી હતી. જાવા, સુમાત્રા, સિંગાપુર, રંગુન અને ફિલિપાઇન્સ ટાપુ તરફના વિવિધ મેવાઓ એણે ચાખ્યા હતા: અનેક કિસમના આદમીઓને, અનેક કિસમની ઓરતોને, અનેક કિસમના મિજાજને એણે ઓળખ્યા અને અનુભવ્યા હતાં. એ બધાનો સરવાળો શો?

–અને જ્યારે જહાજ દરિયાને ખોળે છેલ્લાં ડચકાં લેતું હોય ત્યારે...

ખાલ્પા ! ખુદાને યાદ કર.....'

'અલ્લા બેલી...!'

'યા અલી મદદ !.....'

'જાન જાય પણ આ ઓરતો અને બચ્ચાંઓની જિંદગી સલામત રહેવી જોઇએ !'

'યા અલી મદદ !'

'અબદુલ્લા !...આપણા જહાજનાં બચ્ચાં આપણાં જ બચ્ચાં છે !...એમને ઇજા ન આવે હોં !...'

–ખાલ્પાએ ઘણીવાર પોતાના જહાજમા જતા ઉતારુઓને તુફાનના સપાટા વખતે સગા બચ્ચાની મીસાલ સાચવ્યાં હતાં. એને 'યા અલી મદદ !' એ શબ્દોમા પૂરો વિશ્વાસ હતો.

'દરિયા દેવ–રત્નાકર સાગર ! એ તો ખુદાની ફરાસત છે... કુદરત છે !' એ બોલ્યા પછી એને કેટલો બધો આત્મસંતોષ થતો હતો ? આજે એના ચહેરા પર એક જ ખુશી ચમકતી હતી. એની દાઢીનાં, એના માથાના અને છાતીનાયે મોવાળા સફેદ થવા આવ્યા હતા. આટલે સુધીની એની જિંદગી દરમિયાન એના જહાજમાંના એક પણ બચ્ચાની–બાળકની–ઓરતની જાન ગઇ નહોતી–એ જ ખુદાની રહેમત–કુદરત હતી !. .'

પણ આજે પોણોસો વર્ષના શિયાળા–ચોમાસાં જોઇ જનાર, દરિયાના ઘરમાં રહેનાર ખાલ્પા ખલાસીને જીવનનો સરવાળો બાદબાકી કરવાના વિચારો આવતા હતા...એનું શું ?...

★

[ ૨ ]

એને વર્ષો પહેલાં શું બન્યું હતું ? એની જિંદગીની કિતાબનાં પાનાં પાછળ ફરવા માંડ્યાં... અને એને કંઇક ઝીણું ઝીણું યાદ આવ્યું

સુરત પાસેના એક નાનકડા ગામડામાંથી એક રાતના એક જુવાન દુબળો અંધારામાં નાસી જાય છે. ગામલોકો કહેતા હતા કે એ એના જઇફ બાપને દુઃખમાં છોડી નાસી ગયો. એને ઘેર એક દેસાઇ જપ્તી લઇ આવે છે- અને તેમના ઝૂપડામાથી ઘરનો સામાન બહાર ફેંકી દે છે... બહાર બે ગાય અને વાછરડું બાંધેલાં છે... દેશાઇનો ગુમાસ્તો એને પણ છોડીને લઇ જાય છે. ઘરમાં એક દુબળી ડોસી છે... પગમાં ઠેઠ ગોઠણ સુધી પીત્તળના છલ્લાઓ પહેરેલા છે... એની આંખમાંથી આંસુ પડતાં નથી... એની કાંખમાં એક ધાવણું છોકરૂં છે... એ જડ જેવી બધું જોયા કરે છે... અને એની આંગળીએ ચાર વર્ષનો એક નાગડો છોકરો પહેરણના આગળના ભાગને મોમાં નાખી ચાવી રહ્યો છે... અંદરની છાપરીમાંથી એક જુવાન દુબળી બહાર આવે છે... એના હાથમાં બેચાર કાંસાનાં અને પીત્તળનાં વાસણો છે... બહાર ઉભેલો ગુમાસ્તો કંઈક ભુંડુ બબડીને એ ઝૂંટવી લે છે... ડોસી બોલે છે- 'મારો દીકરો આજે અહીં હોત તો...... આમ કદી થાત જ નહિ!...ઓ...દેહાઈ!...દેહાઇ!...દેહાઇ (દેશાઈ) માબાપ! અમ પર દિયા કરો......'...અને...અને...એ વર્ષો પહેલાંના બનાવનો અંત આવે છે.

'તારો બાપ મંગીઓ નાહી (નાસી) ગેલો!...' એ શબ્દો ખાલ્પાએ સાંભળ્યા ત્યારે એણે બુઢ્ઢી ડોસીની આંગળી ઝાલી, પહેરણનો છેડો મોમાં નાખી ચુસતો ચાર વર્ષનો નાગડો છોકરો યાદ આવ્યો!...... એ વખતે ખાલ્પાની વય કેટલી હશે?... અને પછી ખાલ્પાની વહુ અને એનાં બચ્ચાંની હાલત કેવી થઇ હતી?...

પાસે ઢોરઢાંખર હતાં... જમીન હતી... પણ એની પાસેથી એ બધું કેમ ઝૂંટવી લેવામાં આવ્યું?... લોકો કહેતા કે ખાલપાનો બાપો મંગીઓ તો બડો શરાબી હતો. તે વખતે બધા કહેતા– 'મંગીઓ તો ખેતરાં અને ઘરવખરી પી નાખવાનો......' એ શબ્દો ઘણી વાર ખાલપાને સાંભળવામાં આવ્યા હતા. અને તે પછી એને ખબર પડી કે ગામના દેશાઇએ (જમીનદારે) એના કુટુંબને બેહાલ કરી નાખ્યું હતું... અને એક રાત્રિએ ખાલપો ભાગી છૂટયો હતો. ત્યાંથી અચાનક પાછો આવીને રાતનાં અંધારામાં કોઇને ખબર ન પડે તેમ એનાં કુટુંબને ક્યાંક ભગાડી ગયો હતો.. અને બીજે દિવસે સવારે નદી પર પાણી ભરવા જતી પનિહારીઓ અને મહાદેવના મંદિરે જતાં માણસો વાતો કરતાં હતાં કે કાલે રાતના જ દેશાઈનું ખૂન થયું......!......એ ખૂન કોણે કર્યું હશે, વારૂ?... એ વિષે ખૂબ ખૂબ અટકળો થતી હતી... લોકોમાં ખાલપાની ગેરહાજરી એને ખૂની તરીકે ઠસાવતી હતી.

[ ૩ ]

તે પછી રંગૂનના બારામાં ખાલપો સ્ટીમર પર માલ ચડાવતો– એનું કુટુંબ પણ સાથે રહેતું હતું– પણ એકનો એક દીકરો જીવલો એક રાતમાં જ બુખારથી ખતમ થઇ ગયો ત્યારે એને પહેલી વાર રંગૂનનું સ્મશાન જોવું પડેલું: એ એને વસમું લાગ્યું–અને એનું મન રંગૂન પરથી ઊઠી ગયું...... અને ઘણાં વર્ષો પછી સમયના રંગોએ પોતાની સુરત બદલાવી. એ પાછો સુરત આવ્યો– પણ ત્યાંથી 'ગામ જઇશ તો પકડાઇ જઇશ!...' એવી વાતો સાંભળતાં એ નાસીને મુંબાઇ આવ્યો હતો...... ત્યાં એની વહુ છીનકી ગઇ અને હવે રહી એની એકની એક દીકરી પાનકી.

—અને મુંબઇના બારામાં એનો વટ ઠીક પડતો. જહાજ, દરિયા અને કિનારાએ એને કેટલીક સારી દોસ્તીઓ જમાવી આપી

હતી. અને ખાલ્પો જહાજ પરનાં માલને ઉતારનાર હમાલમાંથી ખાલ્પો ખલાસી થયો. એક કચ્છવાળા લખુભા ભાટિયાની એક ફત્તેમારી આફ્રિકાની સફરે ઉપડતી હતી તેમાં ખાલ્પો ઘૂસી ગયો.. અને દીકરી પાનકી?... પાનકી તો જવાન બની હતી. ખાલ્પાએ પોતાની હાજરીમાં જ પાનકીના હાથને એક દુબળાના હાથમાં સોંપ્યો... એનો જમાઈ મુંબાઈની એક 'ઓફિસ'માં સીપાઈ–પટાવાળાનું કામ કરતો– 'પાનકી! સુખી રે'જે...સુખી થજે!... આ છોકરા હારે તારો ભવસાગર પાર કરજે!' એ શબ્દો સાથે એણે પાનકીને વળાવી હતી.

તે પછી તો ખાલ્પાએ દુનિયાના અનેક દરિયાના આગર સુધી ડહોળી નાખ્યા હતા ખાલ્પો સાધારણ ખલાસી મટી ખાલ્પો ટંડેલ બની ચૂક્યો હતો,

અને આજે પોણોસો વર્ષો પછી એની જિંદગીને સરવાળે શું આવતું હતું!...

## [૪]

ખાલ્પો!... ખાલ્પો દૂર દૂરના કાળા આસમાનમાં ચમકી રહેલા તારાઓ જોઈ રહ્યો. એની જિંદગીની કિતાબના–ભૂતકાળનાં પાનાં એણે આજે શા માટે ઉથલાવ્યાં હશે? હા; આજે કેટલાય સમય પછી એ પોતાની દીકરી પાનકીને મળવા આવ્યો હતો: અને આ 'ગામ'?... મુંબાઈ છોડીને એનો જમાઈ અહીં આવ્યો હતો – પાનકીને કેટલાં છોકરાં હશે? – એણે પાનકીને કેટલાં વર્ષો પહેલાં દીઠી હતી?

વર્ષો પછી જિંદગીમાં પહેલી જ વાર ખાલ્પાને નાનકડાં છોકરાં રમાડવાનું મન થયું. 'પાનકીને જરૂર ત્રણ ચાર છોકરાં તો હશે જ!...એને માટે મીઠાઈ તો લઈ જાઉં!...કેટલે વર્ષે નાનો બાપો આવ્યો છે!...'

પણ આજે આ દુનિયામાં તો એ એકલો જ હતો.

અને એનું કુટુંબ? – એને હવે કુટુંબ શાનું? દરિયાઇ મોજાં એનાં બાળકો હતાં!...જહાજની તુતક એનું ઘર હતું. આકાશના તારાઓ અને દરિયાનાં પાણી એના એકાન્ત સમયના દોસ્ત હતાં; ખલાસીઓની મહેફીલમાં કોઇવાર–ઘણીવાર જલદ પીણાં ઉડાવવા, એ એમની જિંદગીનો એક 'રસ' બન્યો હતો.

દરિયો જી હાંફી રહ્યો હતો. તારાઓ સાફ સાફ આંખ-મિચામણી ખેલી રહ્યાં હતાં–અને ખાલ્પો જૂનાં જહાજના તુતક પરથી ઊતર્યો અને કાંઠે ચાલી આવ્યો. બાંધેલા બંદરપરનાં ઘરમાં દીવાઓ ટમટમી રહ્યા હતા – દૂર પડ્યું પડ્યું ગામડું દરિયાનાં મોજાંનું સંગીત સાંભળી રહ્યું હતું.

ખાલ્પો બહાર આવ્યો. રસ્તા પરથી એક ડોસી માથે પોટલી લઇને એની જ પાસેથી પસાર થઇ ગઇ. એક ગાડાવાળો એની પાસેથી અડોઅડ થઇને હંકારી ગયો. એક મોટરલોરી 'હોર્ન' વગાડતી આગળ ને આગળ ચાલી ગઇ; અને એક મિયાંભાઇની હોટેલની બાજુમાં, જમીન પર એક બીલાડી ત્રણ બચ્ચાંને ધવરાવી રહી હતી. ખાલ્પાએ એને જોઇ લીધી. જેમ જેમ ગામ પાસે આવતું ગયું તેમ તેમ અંધારું ઓછું થતું ગયું...ગામના મકાનોમાં દીવાઓ ઝબૂકતા હતા. દરિયામાં તરતા નાનકડા ગામડા સમા જહાજમાં જિંદગી ગુજાર-નારો ખારવો આજે – વર્ષો પછી – પોતાની દીકરીનું મોં જોવા – એનાં છોકરાંઓને સુખડી આપવા ધીમે ધીમે ડગલાં ભરી રહ્યો હતો.

એણે ખીસ્સામાં હાથ નાંખ્યો. એકાદ રૂપિયો અને થોડુંક પરચુરણ એની હથેળીમાં આવ્યાં: સાથે બીજા દેશના કેટલાક સિક્કાઓ પણ હતાં. ગામમાં મીઠાઇની દુકાન આગળ આવીને તે અટક્યો– રૂપિયો આપી મીઠાઇની ટોપલી બંધાવી–' છોકરાંઓ માટે છે–કેવાં ખુશ થશે!'–અને તે ચાલ્યો. પણ પાનકી ક્યાં રહેતી હશે?– જીવલાનું ઘર ક્યાં હશે?

એણે બેચાર ગલીઓ, શેરીઓ વટાવી.

'કો'કને પૂછી તો લઉં?'

અને આજ વખતે એક જુવાન-લહેરી લાલો પાનની દુકાન પરથી પાન ખાઈ ગાતો ગાતો એની પાસેથી પસાર થઈ ગયો:

'મેરે મૌલા બુલા લો મદીને મુઝે—
'મેરે મૌલા બુલા લો મદીને મુઝે—'

ડોસા ખાલપાને મન થયું કે લાવ એને પૂછી લઉં!–પણ તે તો ઘણે દૂર નીકળી ગયો. પાસે ઘાંચીની દુકાન આવતી હતી: એ અટક્યો.

'ભાઈ! જીવો પલસાણાવાળો ક્યાં રહે છે? જરાક પત્તો આપશો?'

'જીવલા તો ઘણા છે!...કીયો જીવલો?'

'એની વહુનુ નામ પાનકી!' ખાલપાએ જવાબ દીધો અને પછી ખોંખારો ખાઈને તે બોલ્યો–'પાનકી મારી દીકરી થાય.'

'ખબર નથી, ધંધો શું કરે છે?'

'પહેલાં તો એ મુંબાઈ રહેતો–ઓફિસમા નોકરી કરતો.'

'એટલાથી કેમ ખબર પડે?...પણ દુબળો છે ને?'

'હા—'

'તો પછી...' કહી ધાંચીએ એને બે ચાર ગલીઓ વટાવીને દુબળા શેરીનું સરનામું આપ્યું—

ખાલપો ચાલ્યો—'હા, હવે હું જરૂર પાનકીને મળીશ–છોકરાઉને બોલાવીશ...'

છેવટે દુબળાના એક ઘર આગળ આવીને તે અટક્યો.

'એલા જીવલો ક્યાં રહે છે?'

'મુંબઈવાળો જીવલો કે?'

'હા...ઈ જ...'

'જુઓ!—પેલા કુંભારના નીંભાડાની પાછળ શેરીમાં–પેલી છાપરીઓમાં—'

—અને બે ત્રણ શેરીઓ વટાવી તે બતાવેલા સ્થળે આવી પહોંચ્યો અને એક ઘર આગળ તેણે પૂછ્યું, 'જીવાભાઈ અહીં રહે છે?'

વચ્ચે જ એક નાગાપૂગા છોકરાએ કહી દીધું, 'હા...જુઓ, ...ખૂણે...પેલી છાપરીમાં...'

ખાલ્પો ત્યાં પહોંચી ગયો – હાથમાંની મીઠાઈની ટોપલી ઠીકઠાક કરી: પણ એ છાપરીની આસપાસ તો અંધારું હતું–બે ત્રણ કૂતરાં ફળિયાની શેરીમાં પડયા પડયા અડધી આંખ મીંચી ઊંઘી રહ્યા હતાં–ખાલ્પાને જોઈ તેઓ એકાએક ભસવા લાગ્યાં.

'જીવાભાઈ!'

'એ જીવાભાઈ!'

'અરે!......પાનકી,... છો કે?......'

ખાલ્પાએ ઉપરાઉપરી ચારપાંચ બૂમો મારી પણ જવાબ ન મળ્યો.

પણ પાછળથી મેલાં અને ફાટેલાં કપડાંવાળાં બે ત્રણ છોકરાં અને બે ત્રણ છોકરી ત્યાં આવી પહોંચ્યાં.

'કોને સાદ કરો છો?'

'પાનકી નથી?'

'ઈ તો મુંબાઈ ગઈ–કાલે–'

'કેમ?'

'રોતી રોતી મુંબઈ ગઈ...'

ખાલ્પાએ જરાક ગભરાઈને પૂછ્યું, 'કેમ રોતી રોતી મુંબઈ ગઈ?'

'ખબર આયા'તા કે જીવલો મરી ગયો...એટલે...'

ખાલ્પાએ એ વાત સાંભળી લીધી, એ કંઈ બોલ્યો નહિ. તેણે પોતાના મોં પર તેનો હાથ ફેરવ્યો: એને પરસેવો વળી રહ્યો હતો.

એક લાંબો નિઃશ્વાસ નાખી પાછો ફરતાં ફરતાં તેણે ભારે સાદે કહ્યું:

'લ્યો છોકરાઉં મીઠાઈ!...' મીઠાઈની ટોપલી, ખુશ થયેલાં છોકરાંઓને આપીને તે ચાલી નીકળ્યો.

–છોકરાંઓ હસી હસીને મીઠાઈ ઉડાવતા હતાં.

એની પાછળ કૂતરાં ભસવા લાગ્યાં.

# ૧

## નિશિગંધા

પાછલી રાતના એકલ, એકાકી જોગીના તપ-તેજના કિરણોનાં નૃત્યનું પ્રદર્શન કરતા તારાની આસ-પાસ ઝાંખા ઝુમતા નક્ષત્ર-મંડળ પાસેથી વહી આવતો પવનઃ નાનકડા બંગલાની બારીઓ બંધ પડી છેઃ એમા દીવાના તેજ એકલ તારા જેવાં ઝગે છે અને પવનનો સુસવાટો બંગલાની આસપાસના બાગનાં ઝાડવાઓમાં ફરી વળે છે.

ઘેરું સંગીત જાગી જાય છેઃ તારલાનાં તેજ જાગે છે: બંધ બારીઓ પાછળ ઝગતા દીવા બળી બળીને જાગતા રહે છે. બારણાનાં તોરણોને પવન નચાવી જાય છે અને સ્મૃતિઓનું જીવન જાગી જાય છે; કોઈક વેળા અહીંનું મે જીવન હતું. સ્મૃતિનાં તોરણની કાચ-નળીઓ એકબીજાને તાળીઓ દઈ નાચતી નાચતી, પવનની લહરીઓ સાથે હાથતાળીઓ દેતી ગાવા માંડે છે ત્યારે અંદરથી કોઈની સારંગીના સુર ભૈરવીના આલાપથી ઘેરા બનીને, અંદરને અંદર છતાંયે અકલ્પ્ય પ્રાણ પ્રતાપે દૂર દૂર પહાડોની પડછંદ છાયામાં ઊભેલી વનવૃક્ષની ઘટા સુધી આળોટાઈને પાછા વાતાવરણમાં ગાવા માંડે છે

પાછલી રાતના આછા-ઘેરા ઉજાશમા બગલાની ઓસરીમાં ફાટેલા ધાબળાની હૂંફમા હુ સુતો છું. ઠંડીની કુણી સોય મારા દિલ અને દેહમા મીઠું દર્દ મૂકી જાય છે. હું પડખું ફેરવું છું અને કોઈ કુતરૂં, બંગલાથી દૂર વંડીની પાછળ કારુણ્ય અને કિન્નાથી રડી ઊઠે છે એ રુદનના શાપના સળવળાટથી મારી સામે જ ભાંગેલા ખાટલા પર પર સુતેલો હરસંગ પણ જાગીને મારી તરફ પડખું ફેરવે છે.

તારો એકલો-અટૂલો- દૂર દૂર કરોડો જોજન દૂર, મારી દૃષ્ટિના આગણામા જ છતાયે તારકોની 'અસંખ્ય ટીપકીઓ વચ્ચે, યોગીરાજ જેવો નક્ષત્રમડળને સૌમ્યતાથી સત્કારતો, સીત્કાર કરતો બળતો જ રહે છે. ચાદાના તેજ આકાશમા, ઓશરીમા, ઉદ્યાનમાં ઊડા વાતાવરણમા બળીને ઓગળી ગયાં હતા. નિરભ્ર આકાશ ચાંદાંની ઝીણી ઝીણી ખાકથી લીપાયુ હતુ. હરસંગની આખમાં કીકીઓ તગતગતી હું જોઈ રહ્યો! ..બળી ગયેલા ચદ્રની ઝીણી ઝીણી કચ્ચરો, ઝીણી રજ જેવા તારલાની ટીપકીઓ હું જોઇ રહ્યો!...

'જોયુંને?' હરસંગનો હિમથીજેલો અવાજ સંભળાયો. એની આખો બગીચામાં ઊંડું જોઇ રહી હતી.

'હા! એજ લોકો!' મેં ઠડો જવાબ વાળ્યો.

'ઠંડી કેવી છે? ..બરફ જેવી! હરસંગ ફરી બોલ્યો

હરસંગનો અવાજ પણ ટાઢીબોળ ચાદની જેવો હતો. આવી ચાંદનીનો ચન્દ્ર કેવો બળે છે! પૃથ્વી શીતળતાથી લીંપાઈ જાય છે. અગરચંદનના વસન્તલેપ જેવી મૃદુ, મોહક અને મીઠાશભરી એ ચાદનીમાં એક રાત્રિએ કોઇકના દિલ બળી ગયા હતાં.

'એ જ! .. એ બન્ને!...' હું બોલ્યો.

મારૂં બોલેલું હું પોતે સમજતો હતો, એમ મને ખાતરીથી

લાગ્યુ; ખાતરીથી જ મેં એ બન્નેને બગીચામાં ફરતાં નીહાળ્યાં; ત્યારે જ હુરસંગની આંખો નક્ષત્ર–મંડળના ચોગીગજ જેવા શુક્રના બળી રહેલા તારા તરફ તાકી રહી. અને પછી જ્યારે મેં હુરસંગ તરફ જોયું ત્યારે એની આખો બગીચાની અંદર, જ્યાં ચંપાનાં જૂથનાં જૂથ જામ્યા હતાં અને જેની તીવ્ર સૌરભ બગીચામાં સ્વચ્છંદતાથી વિહર્યા કરતી હતી ત્યા જાઇ અને જુઇ વચ્ચેથી એક લતામંડપમાથી કોઇકના પડછાયાને–કોઈની છાયાને જોઈ રહી

'ચંપાની સૌરભ એમને અકળાવતી નથી?'

પવનની લહરી, પવનનો એક સુસવાટો અમારી સ્હોડમ આવી ગયો હતો. હુરસંગે ધાબળાને સંકોર્યો, મેં સકોર્યો, વનવૃક્ષની પુષ્પવલ્લરીઓથી લચેલી ઘટામા લય પામતી એ બે છાયાઓ જ્યારે એકરસ બની ગઈ ત્યારે મે વચ્ચે જ કહી દીધુ :

'ચપાના ઝાડ વચ્ચે એ ખોવાઇ ગયાં!'

'નક્કી, આજે એમના જીવનમા વસન્ત આવી છે.' હુરસંગ બોલ્યો.

'પણ આજે તો કોઇ ઓર ગ઼ંગ હતો!'

'હુ તો અહીં વરસોથી સૂતો આવ્યો છુ; મારો અને તેમનો પરિચય ઘણો પુરાણો છે પણ આજે એ બેયનાં અંતર સ્વચ્છ ઉઘાડાં થઇ ગયા હોં કે!'

હુરસંગની વાણીમા એની અસલિયત ચમકી ગઇ.

ખોવાઇ ગયેલી છાયાએ જાગૃતિનુ રૂપ લીધુ હોય તેમ ફરીવાર મેં જાઇ–જુઇના પુંપોથી હિંડાળતા લતામંડપમા કોઈકના ખડખડાટ હાસ્યનો સુમધુર રણુકાર સાંભળ્યો.

'સાંભળ્યો એ ખીલખીલાટ?' મેં હુરસગને જોઇને પુકાર્યું.

'ખીલખીલાટ!' હુરસંગથી તાજુબીથી બોલાઈ જવાયુ.

" નિસાસો સાંભળ્યો તમે ?"

"મેં ?...ના ! ના ! હરસંગ !...મેં નિ:શ્વાસ સાંભળ્યો જ નહિ, હરસંગ, કદાચ તને તારા દિલનો તારો પોતાનો નિ:શ્વાસ સંભળાયો હશે !...જો !...જો !...બરાબર ઠીક રીતે તપાસ કર."

મારા અવાજમાં ઠરેલતા કરતાં એક આશ્ચર્યમિશ્રિત ઊર્મિ હતી ચમત્કારના રંગોની ચમક હતી' જાગૃત અવસ્થામાં મનની ભીતરની દુનિયાની જાગૃતિની જ્યોતિ હતી. દૂર ! દૂર, પહાડોની ગહરી, ઊંડી ઊંડી ખીણોમાં ઝુમી રહેલાં લાખો વર્ષના-સૃષ્ટિના અનાદિ કાળથી ઉગેના-ઊગેલા વનવૃક્ષની ઘટામાં-ઘટાની નીચે પ્રફુલ્લિત પુષ્પોની સૌરભભરી જિંદગીનાં અંતર જ્યારે નિદ્રાધીન થાય ત્યારે તેમની સ્વપ્નસૃષ્ટિમાં નાચતી કિન્નરીઓની સ્વર-માધુરીની એ સૃષ્ટિ હતી.

હરસંગ મારા આ રાત્રિએ દેખાતા જાગૃત જીવનના સ્વપ્નાંથી અજ્ઞાત તો જરાય નહોતો. કદાચ મારાથી યે વધુ પ્રાણપૂર્વક એ આ વિશિષ્ટ પ્રકારની જાગૃતિની હુકમાથી પોતાની સ્વપ્નાની સૃષ્ટિને જાગૃત કરી દેતો હશે, પણ એની પાસે સ્વપ્નાને સરવા કરવાની શૈલી ન હશે એટલે એ મનમાંથી નિ:શ્વાસનું સંગીત બહાર મૂકી દેતો.

એ નિ:શ્વાસના અવાજને વાતાવરણનું આછું-ઘેરું અજવાળું ગળી ગયું ત્યારે ફરીથી હરસંગે મને જવાબ વાળ્યો:

"બાબુજી! કોઈકવાર તમે ફિલસૂફ બની જવાની ભૂલ કરો છો."

એ જરાક હસ્યો.

હું ખડખડાટ હસ્યો. પણ એક ક્ષણના હજારમા ટૂકડામા તો મારા હાસ્યના અવાજ વચ્ચે બગીચામાં, ચંપક જૂથોની પાછળથી બહાર આવતા એ બન્નેના મંદમદ હાસ્યના ઝીણા—અતિ જુવાન, અતિ કોમળ, અતિ કમ્પમય હાસ્યનો અવાજ સ્પષ્ટ રીતે ખોવાઇ જતો મેં બરાબર સાંભળ્યો.

ફરી હરસગ બોલ્યો: 'ઘણીવાર તમારા જેવા ભણેલા આદમી ફિલસૂફ બનવાની ભુલ કરે છે, આ ભુલથી આજે આપણે આ બન્નેની આવી લીલાના અવસાન પછીના જીવનને જોઇ શકીએ છીએ.'

એનાં વાકયો વચ્ચે; એની પોતાની લાગણીઓ વચ્ચે હરસંગ પોતે અટવાઈ ગયો હતો. હરસંગ ઘણીવાર આ જ ઓસરીમાં પોતાની લાગણીઓને વ્યક્ત કરવામા નિષ્ફળ જતો ત્યારે મારી સામે પોતાની આંખોને વિસ્તારી દેતો, અને મને એની વિસ્તારેલી આંખોમા એને મળી ચૂકેલા અનેક પ્રકારના— કડવા મીઠા, વિવિધ અનુભવોની ચમક જોવાની તક મળી જતી.

'પણ તેં એમના ખિલખિલાટને સાંભળવાની તક જવા દીધી ઠીક, કે નહિ!'

રોજ રોજ આવું બન્યા કરતુ કે નહિ એ હુ બરાબર કહી શકતો નથી. પણ આ બંગલામાં હરસગ અને હું મારા મિત્ર અને મિત્રની પત્નીના જ્યારથી મહેમાન બનીને ઉનાળો ગાળવા રહેવા આવ્યા ત્યારથી મે આ બંગલા વિષે ખૂબ ખૂબ વાતો સાંભળી હતી.

ખરું પૂછો તો મારો દોસ્ત ચન્દ્રમોહન ધૂની માણસ હતો. આજે એની ઉમર પીસ્તાલીશ વર્ષની ઉપર હશે. પણ તોયે એની જુવાનીનો મિજાજ એના કદમાંથી, એના ચહેરા પરથી કે એની જબાનમાંથી દૂર ખસ્યો નહોતો. નિશિગંધા જ્યારે ચન્દ્રમોહનના જીવનમા આવી ત્યારે મેં જ ચન્દ્રમોહનને કહ્યું હતું:

'તું ભલે શિલ્પી હોય !...પણ નિશિગંધા તારા શિલ્પથી યે ચઢિયાતી છે. એ તારા મનની સૃષ્ટિની શિલ્પી છે !'

'એટલે ?' ગૌરવ અને કંઈક ગર્વથી ચન્દ્રમોહને મને પૂછ્યું હતું. મને એનામાં, એની કલામાં, એની આંખની તેજીલી કીકીઓની ચમકમાં સદાય એક પ્રકારનો ખુમારીભર્યો ગર્વ દેખાતો હતો. આજે યે એ ગર્વ હાજર હતો. પણ એ ખુમારી, બંગલાના બગીચામા અમે આજે રાત્રિએ જે જોયુ ત્યાં – એમા અદૃશ્ય થઇ ગઇ હતી. ચન્દ્રમોહન મારી વાતો સાભળતો હતો, એ મારા માટે એક ખાસ આધિકારનો વિષય હતો.

'જો,' મેં તેને કહ્યું હતું: 'જો ! ચન્દુ !...તું એક અજબ શિલ્પી છો, એમાં કોઈ પણ ના નહી કહી શકે; પણ તારી કલા, તારી પ્રેરણા, તારી ખુમારી – બધુ જ નિશિગંધા છે.'

'તુ ઘડી ઘડી નિશિગંધા...નિશિની વાત લવ્યા કરે છે એટલે તુ કહેવા શું માગે છે !' ચન્દ્રમોહનતું આ વાકય તે વખતે હરસંગને 'ખિજવાટ' જેવું લાગ્યું હતું. પણ મને તો સ્પષ્ટ રીતે ખબર હતી કે એ કંઈ ખિજવાટથી બોલતો નહોતો એ તો એને માટે સહજ વાક્ય હતું ગોઝારા જીવનના સંવાદનું એ વાક્ય ચન્દ્રમોહનનુ પોતાનુ હતું: એ તો એને પિછાણનારા માત્ર મારા જેવા જ ગણ્યાગાંઠ્યા જાણતા હતા

'હું નિશિગંધાની વાત એટલા માટે જ કરું છું,' મે જરાક તીણતાથી અને દેખાતી સ્વસ્થતાથી જવાબ આપ્યો હતો, 'એટલા માટે જ કે તુ શિલ્પનો ઘડનારો છો, પણ નિશિગધા તો સદાય સ્વપ્નાના શિલ્પ સર્જનારી છે. એના સ્વપ્નાના શિલ્પ પાસે તારું આ આરસનું, સ્ફટિકનું, પથ્થરનું, કાળા પહાણનું શિલ્પ કેવુ બની જાય, તેની કલ્પના માટે તારું દિલ થંભાવી જો !'

ચન્દ્રમોહન તે વખતે ચૂપ થઈ ગયો હતો.

એના મનની પાછળના એક ગજબનાક સંવેદનને મેં જોઈ લીધું. એના પોતાના મૌનની, અનેક અવાજો – સંવાદ, વિસંવાદોથી ભરેલી, સર્જાતી સૃષ્ટિમાં એનો પોતાનો અવાજ એના વ્યક્તિત્વનો અવાજ: એના શિલ્પ અને એની પોતાની કલાપ્રાતભાનો અવાજ ક્યાંક ખોવાઈ ગએલાં હોય એમ મેં બરાબર નિહાળી લીધુ હતું.

ચન્દ્રમોહન અને નિશિગધાની જોડી કલાકારોના મંડળમા એક સમસ્યા હતી. અમારા કલા મંડળોમાં, સમાજ-વર્તુલોમા, અને પર્યટનનો પેશો અપનાવી ચૂકેલા મારા રખડતા દોસ્ત – બિરાદરોમા અને બુદ્ધિશાળીઓનાં મંડળોમાં, કોઇ આરસની પ્રતિમાને ગમાર અને બુધ્ધુઓ વચ્ચે મૂકી દીધા પછી જે સ્થિતિના પરિણામે પહોચવું પડે એવી ભીતિ આ ચન્દ્રમોહન અને નિશિગધાના યુગલ વિષે બધાઓને લાગી હતી.

'એ બન્ને અત્યારે તો પ્રેમની સૃષ્ટિમાં, પ્રેમના સ્વપ્નાં જ જોયા કરે છે; પણ જ્યારે કોઇવાર નિશિગંધા...વિફરશે ત્યારે?

'...અને કોઇવાર ચન્દ્રમોહનનું માથું ફરશે ત્યારે!...જોજોને?'

પણ કેટલાંય વર્ષો સુધી અમારી એ ભીતિ, અમારી શંકા વર્ષોના ઝાપટાં વચ્ચે, વસન્તનાં ફૂલોથી લચી પડતા વૃક્ષ કુંડા વચ્ચે અને શરદની ચાંદનીના કોમળ, સ્નિગ્ધ કિરણોની રૂપેરી રસભરી રાત્રિઓ વચ્ચે, સુરજનાં કુણા છતાયે તીક્ષ્ણ કિરણોથી જે રીતે ધુમ્મસ દૂર થઈ જાય તેમ દૂર થઇ ગઈ હતી, અદશ્ય થઇ ગઈ હતી.

કેટલીયે વાર, કેટલાય પ્રસગે: મારા જેવા ભટકતા દોસ્ત-બિરાદરો ચન્દ્રમોહનના બંગલાની મોજ અને મહેમાની ઉજવી આવ્યા હતા. કેટલીયે વાર અનેક નોકરીઓથી કંટાળીને હુરસગ નિશિગંધાના ખાસ માણુસ તરીકે ચન્દ્રમોહનના ઘરમા નોકરીએ લાગી જતો. અને જ્યારે એનુ દિલ બહાર ભટકવા માટે ઉત્સુક બનીને એકની એક નોકરીના એકલ ગગથી કંટાળીને ગૂંગળાવા માંડતું ત્યારે તે ત્યાંથી

રજા લઈને કે એકાદ બેવાર રજા લીધા વિના બહારની દુનિયોમાં એ જગતના ઝંઝાવાતના ઝપકારા ઝીલવા અદૃશ્ય થઇ જતો.

આમ તો હું અને હરસંગ ચંદ્રમોહનના બંગલાની ખૂબ જ મુલાકાત લઇ ચુક્યા હતા, પણ આ વખતે મેં ગયા વર્ષથી અધુરી રહેલી મારી નવલકથાના ઉત્તરાર્ધને પૂરો કરવા માટે જ એને ત્યાં ધામા નાખવાનો નિર્ણય કર્યો હતો. મને જોઇતું હતુ તે દૈવયોગે મળી ગયુ હરસગ ઘણીવાર મારો સાથી બની જતો. મારી ખાસ રખડપટ્ટીમાં એને એટલો બધો રસ હતો કે એની જિંદગીને એ રખડપટ્ટી એક ગુલાબી તસલ્લી બની ગઇ હતી. ઘણીવાર તો ફિલસુફને છાજે એવી અદાથી જ્યારે એ પોતાની જિંદગીના અનુભવો કહેતો અને હું કોઇ ક્ષણે એને કાગળ પર ટપકાવી લેતો ત્યારે તે મનમાં જ હસી પડતો અને જિંદગીનો ગજબનાક સંતોષ એને થોડીક જ ક્ષણોમાંથી મળી જતો...ત્યારે મને ય સમાજે સર્જેલા હરસંગ જેવા આદમીઓનાં જીવનને ઐતિહાસિક દૃષ્ટિએ નિહાળવાનું મન થઇ આવતુ અને સમાજરચનાની વિસંવાદી જીવન-શૈલીના અનેક વળાંકોની વચ્ચે હું કોઇકવાર અટવાઇ જતો, મારા પોતાના વિચારોનાં વમળમાં ગુંચવાઇને હું માનવી-માનવી વચ્ચેના સંબંધો ઉકેલવા નિષ્ફળ પ્રયાસમાં ક્ષણોને પીગળાવી દેતો.

આજે બગીચામાં બધાં જ સુતાં હતાં: પુષ્પો નિદ્રાધીન હતાં. પેલા ચમ્પક કુંજની પાછળ જ જાઇ-જૂઇના લતામંડપ પાસેથી જ મસે એ યુગલને અદ્‌ભુત સૌમ્યતાથી સરકી જતાં જોયું. એ જાઇ-જુઈ પણ અત્યારે નયનો મીંચીને અન્યોન્યના આલિંગનના અદ્‌ભુત સહારામાં સ્નિગ્ધ રીતે સમાઇ ગયાં હતા. ફક્ત યોગીરાજ જેવો તારલો આકાશના આછા-ઘેરા વિશાળ ઘુમ્મટમાં એક ખૂણે બળી રહ્યો હતો.

'જો જો! હરસંગ!......' મેં અચાનક એની તરફ જોઇને પુકાર્યું; અત્યારે હરસંગ ફરીથી સોડિયુ તાણીને સૂવાની તૈયારી

કરતો હતો. મોડી રાત્રિએ સિગારેટ સળગાવવાની હિંમતને આદત માનતો દીવાસળી શોધતો હતો અને અચાનક મારી નજર ત્યાં પડી.

'જો, હરસંગ! એ બન્ને આ તરફ આવે છે.'

'હા, તમે જરાક સ્થિર થઈને જોજો હોં, બાપુજી!' હરસંગનો ફરીથી ટાઢાબોળ હિમકણોથી છવાયેલો, ડરી ગયા સરીખો, અવાજ સંભળાયો.

બે આકૃતિઓ: એકની સાથે બીજી ભળી જતી લાગતી; છતાંયે બન્નેની છાયા સ્પષ્ટ અલગ દેખાતી, એકની સાથે બીજી આલિંગનમાં એક બની જતી; છતાંયે બન્નેના વ્યકિતત્વની છાયા જુદી બનીને સપાટી પર તરતી દેખાતી. એકની સાથે બીજી મધુર રીતે ખોવાઈ જતી, છતાં પ્રત્યેકના પ્રાણ અને પ્રેરણા એકબીજાને માટે અનિવાર્ય, પાસે છતાં દૂર, એમ વિભકત દેખાઇ આવતાં.

'આપણે સૂઈ જઈએ?' મેં સહસા કહ્યું.

"હરસંગ, તું આંખો મીંચીને પડયો રહે.' મેં સિગારેટ ચેતાવવાનું માંડી વાળ્યું અને ધાબળાને મો સુધી ખેંચ્યા પછી કાન ઢાંકી લીધા. ખુબીથી કરવટ પલટાવી અને મારા ઉઘાડા નયનો એ દ્રશ્યને નીરખી રહ્યાં. બીજી જ ક્ષણે મેં હરસંગ તરફ નજર કરીને જોયું તો એની કીકીઓ જે દિશામાંથી એ યુગલ પાસે ને પાસે આવતું હતું, એ દિશામાં ઊંડુ ઊંડું જોઇને ચમકી રહી હતી!

'આપણી તરફ આવતાં લાગે છે. કાં તો હવે તેઓ અંદર ચાલ્યાં જશે' હરસંગ ઝીણું બોલ્યો

રેશમી અવાજ સરકતો મેં સાંભળ્યો: એ જ સુંવાળપ! એ જ માધુરી!... એ જ ચમક!... અવાજના રેશમની રેખાએ રેખામાં કોઇ અદ્દભુત અમી ભર્યું હતું.

ફેડાક બારણા ઊઘડી ગયાં, બહારના પરદાના બે છેડા પવનના સપાટાએ ઊડી ઊડીને મોટા પંખીની પાંખોના ફફડાટનો આભ

આપવા લાગ્યા. કાચની બારીક નળીઓનાં તોરણ રણકી ઊઠ્યાં; એમાંથી કોઈક અદ્ભુત સંગીત જાગી ગયું: એમાંથી જાગી જાગીને આકાશના એક ખૂણામાં બળતા એકાકી તારલા તરફ નિહાળીને એક સૂર પોતાના સ્પર્શના ઊંડાણને સમજવા આહ્‌વાન આપતો હતો.

ઊંડાણમાંથી જાગી ઉઠેલી સ્મૃતિઓ સળગવા લાગી. તારલો સળગી રહ્યો હતો; કોઈકનું દિલ ઠંડી રીતે, હિમકણોથી, સ્નિગ્ધ રીતે અપૂર્વ પ્રેમના આલિંગન વચ્ચે સળગી રહ્યું હતું; સ્વપ્નું સળગી રહ્યું હતું: સ્વપ્નાની ખાકને હવાની લહરીઓ વાતાવરણમાં ઉડાવી રહી હતી.

સ્મૃતિઓએ સજીવન કરેલી સ્વપ્નાની એ લીલા મેં અને હરસંગે, અમારી ચાર આંખોએ, અમારાં બે હૃદયોએ, અમંગી સંઘરી રાખેલી ખાસ ઊર્મિઓએ કેટલીયે વાર સુધી નિહાળ્યા જ કરી.

સ્વપ્નાની ખાક જ્યારે વાતાવરણમાં ઊંચે ઊંચે, ખૂબ ઊંચે ઉડવા લાગી ત્યારે મારી જાગૃતિ આળસ મરડવા પ્રયાસ કરી રહી હતી. ક્ષણો વીતી ગઈ, જમાનો-યુગ વીતી ગયો, ત્યારે એક ક્ષણે એક સૂરજ-કિરણ ઓસરીમાં રમવા લાગ્યું. મારી જાગૃતિએ જગાડેલા સ્વપ્નાના સંગીતની સાથે એ સૂરજ-કિરણ તાલ દઈને નાચતું હતું.

ડોલરના ફૂલ પર કિરણો અડી ગયાં, ચંપકના હૃદય પર એ કિરણોનું આલિંગન અડપલું કરવા લાગ્યું. જાઈ-જુઈના લતામંડપ પર ક્ષણો પછી કિરણમાલા કિલ્લોલવા લાગી.

બાગબાનની બંધ બારી પર કિરણ બળવા લાગ્યું. એકલ સોગીરાજ સમા બળતા તારાને સૂરજે ઠારી નાખ્યો એવું ભૂલ્યુ થયું. આવતી કાલે જન્મ લેવા માટે!

પણ જન્મ અહીં નહોતો થવાનો. પંદર વર્ષ પહેલાં એક પ્રભાતે, એક ચાંદનીએ લીંપેલી રાત્રિએ – નિશિગંધા અને ચન્દ્રમોહનનાં હૃદય આલિંગનથી એક બનીને એકબીજાના અંતરમાં ગુમાઈ ગયાં

હતાં, એ બન્ને એકબીજાના અંતરની, હૃદયની ગુહા-કંદરાઓમાં જીવનની કલાની, સમાન સ્વપ્નાની શોધમાં ભટકયા કરતાં અને ત્યાંસુધી......

સુરજનાં કિરણ બળવા લાગ્યાં ત્યારે હુરસંગ તો કયારનોયે જાગી ઘરના કામકાજમાં પરોવાઇ ગયો હતો.

હું ઊઠયો અને હુરસંગે બનાવેલી ચા પીતા પીતાં મેં કહ્યું:

'હુરસંગ!'

'હાં?'

'રાતે જોયું ને?'

"જી. બાપુજી!"

'એ કૈં ચમત્કાર નહોતો, એ જિંદગી હતી. જેટલી નક્કર રીતે, વાસ્તવિક રીતે હું અત્યારે ચા પી રહ્યો છું એટલી જ વાસ્તવિક્તા રાત્રિના એ ઇતિહાસમાં હતી.'

'કબુલ કરું છું.' હુરસંગ ઠંડાઇથી બોલ્યો.

'એમ કેમ?' મેં સહજ આશ્ચર્યથી પૂછ્યું.

'સાહેબ હજીયે સૂતા છે. એમની પાસેની 'વ્હીસ્કી'ની સારી બોતલ ખત્મ થઇ છે!'

"શું? સારી બોતલ!"

'હા જી, બાપુજી!.........તાજુબીની વાત તો એ છે કે એક જ રાત્રિમાં એમણે વ્હીસ્કીની મોટી બોતલ ખત્મ કરી. એકલાજ......પીતાં......પીતાં!!' હુરસંગના અવાજમાં કરુણા હતી.

હું ઊઠયો ત્યારે, મારા અંતરમાં રાત્રિએ મારા પોતાનામાં ઢંઢોળેલી જે જાગૃતિ મૂકી હતી એ સુરજના કિરણોને તાગે ચાલી ગઇ હતી બંગલામાંજ અત્યારે હું જાગતો જાગતો, ચાલતો ચાલતો, આજકાલ ચન્દ્રમોહન જે ઓરડામાં સૂતો હતો ત્યાં ગયો. મારા પગલામાં મને ભાર લાગતો હતો. એ બંગલાના ઉપરના ભાગના

નાનકડા કલાત્મક દાદરના પગથિયાં ચઢીને જ્યારે હું ચન્દ્રમોહનન સ્ટુડિયોમાં આવ્યો ત્યારે બારી પાસે જ પડેલા વિશાળ પલંગ પ ચન્દ્રમોહન એક પાયજામા સાથે ખુલ્લા શરીરે માથાને તકિયા વચ્ચે મુકીને ઉંઘતો હતો.

આરસની પ્રતિમા રોઈ રહી હતી. શરાબની ખાલી બોતલ જમીન પર ફસડાઈ પડી હતી. આરસની પ્રતિમાની પાસેના 'સ્ટુલ' પર અનેક ટાંકણાં અને બેચાર હથોડીઓ પડ્યાં હતા જમીન પર આરસની કરચો વેરાયેલી પડી હતી. વિશાળ બારીઓ પર ઝુલતા પડદાઓને પ્રભાતનો સમીર ઊંચે ઉડાવીને લહેરાવતો હતો.

'જોયું ?...એ શ્વાસ લે છે !' પાછળથી મેં હરસગનો ધીમો અવાજ સાંભળ્યો.

'શ્વાસ લે છે, એમના જીવનમાં આ શ્વાસ એમને માટે મહેરો છે.' હું બબડ્યો.

બહારના સરૂનાં બે ઊંચા ઝાડને વાતાવરણ વચ્ચે ઊભાં રહીને શ્વાસ લેતાં મેં સાંભળ્યા અને જોયાં પણ.

'આ આરસની પ્રતિમા !' મેં એને અવલોકવા માંડી. પછી થોડીક ક્ષણો સુધી મેં બોલ્યાજ કર્યું'

'આ બંગલામા પેલો અદ્દભુત કલાકાર શિલ્પી ચન્દ્રમોહન રહેતો હતો, નિશિગંધાની સાથે... આપણો એ મિત્ર નિશિગંધા આપણી એ પ્રેરણાપુરક દેવી. એના સૌન્દર્યદર્શને માનવીનાં પુણ્ય જાગી જતા, ભૌતિકવાદ નવી ચેતનાથી પ્રકાશમાન થતો, એ પ્રાણ— ચન્દ્રમોહન ! એ પ્રેરણા, પ્રાણનેયે પોષનારી નિશિગંધા !......હવે આ બંગલામાં એની કલા નિઃશ્વાસ નાખ્યાં કરે છે અધુરી આશાની માફક એ કલા— ચન્દ્રમોહન , અને નિશિગંધા બન્નેના — જીવનની કલા, એ બન્નેના સૌન્દર્યદર્શનની કલા, લોકજીવનને જે માનવી પગના માનવીના અત્યાચારને

સંપૂર્ણ હણીને માનવીને વિમુક્ત કરી દે એવી કલા...! એ કલા આજે અહીં સુતી છે; આ રાત્રિના જીવનથી એની સાક્ષી જડે છે.

હું સ્તબ્ધ બની ગયો; ચન્દ્રમોહન હજીયે શ્વાસ લઈ રહ્યો હતો, પિસ્તાલીશ વર્ષે નશાનો દોસ્ત બનીને, પોતાના અભિમાન અને અહંકારને પોષનાર એકલો એકલો, સૂરજનાં કિરણોનાં આલિંગનની પરવા કર્યા વિના, પંખીના ગાનને તિરસ્કારીને, પ્રભાતની સમીર લહરીઓને અવગણીને, શરાબના ભાંગેલા શીશાની સાક્ષી વચ્ચે પોતાની કલાને પથ્થરમાં સુકી દઇને, અહંકારનો શ્વાસ લઇ રહ્યો હતો.

'નિશિગંધા એમના ઓરડામાં નથી. પથારી ખાલી છે!... વ્હેલી સવારે ક્યાંક ચાલ્યાં ગયાં છે!' હરસંગના અવાજમાં હિમની ઠંડી—કારુણ્યભરી ઠંડી હતી.

'રાત્રે આપણે જે જોયું એ એમના ભુતકાળની જિંદગીની એક રાત્રિ હતી. આજે સોળ વર્ષ પછી એ રાત્રિએ ધાર્યું હશે કે ચાલો આપણે આ બંગલાની મુલાકાત લઈએ અને આપણે એ બન્નેને જોયાં!'

મારા આ શબ્દો પુરા થયા ત્યારે પવનના જબ્બર સુસવાટાએ, અતડી રીતે મૂકાયેલી, આધાર વિનાની આરસની પ્રતિમા જમીન પર ફસડાઇ પડી: એના ટૂકડે ટૂકડા થઇ ગયા!

એ આરસના ટૂકડા— શરાબની શીશીના કાચના એ ટૂકડા: બન્ને એક બીજાને જોઇ રહ્યા!





# આગળ ને આગળ

એ ક્યાં જતો હતો, એની એને પોતાનેય ખબર હતી કે કેમ, એ હું જાણતો નથી; પણ એટલું તો ચોક્કસ કે એ સદાય ચાલ્યા જ કરતો: આગળ અને આગળ, એક ગામથી બીજે ગામ, દૂર અને દૂર, પણ ક્યાં? એ પ્રશ્નનો જવાબ હું આપી શકું તેમ નથી. છતાંય, એ જ્યાં જ્યાં ગયો ત્યાંની એની હકીકત તો હું તમને કહીશ જ.

ગજબનાક મુશળધાર વરસાદ વરસતો હોય કે પછી ધોમ ધખતો સૂરજ તાપ વરસાવતો હોય. શિયાળામાં હાડમાં ગગડાવી નાખે તેવી કડકડતી ટાઢ પડતી હોય કે માથે ગર્દનો મારો ચાલતો હોય તોયે એ સદાય માથે જરીપુરાણી, જમાનાના ઝપાટાઓને ઝીલી ચૂકેલી 'હેટ' ઓઢી, શરીરે પુરાણો 'સૂટ' લાદી ચાલ્યા જ કરતો... આગળ અને આગળ!

એને ખભે એક ખડિયો પડેલો દેખાતો અને તે ખડિયાને નેફ્રો હતો. એમાંની જાડી પણ મેલી દોરીને પોતાની જાડી નેતરની લાકડી ભરાવીને ખભે ટેકવીને પોતાની મઝલ કાપ્યા જ કરતો. ડાબા હાથમાં એક પુરાણી ચામડાની બેગ હતી, એમાં એણે જીવન માટે જરૂરીયાતની પરચુરણ વસ્તુઓ ભરી કહાડી હતી. ખડિયામાં વાસણો અને ડગલાં ભરેલા હોય એમ લાગતું, કારણ કે કોઈવાર એ જ્યારે થાકીને જમણા ખભા પરની લાકડીમાં ભરાવેલ ખડિયાને ડાબા ખભા પર ફેરવતો ત્યારે એમાંથી અવાઝ આવતો એ ઉપરથી અંદર શી શી વસ્તુઓ હોઇ શકે, તેનો ખ્યાલ આવી જતો.

આવા ગંદા, પુરાણા કપડામાં–સુટમાં અને હેટમાં એ આદમીને શહેરના વિશાળ ધોરી રસ્તાપર ચાલ્યો જતો જોનાર સાધારણ શહેરી એને "વિચિત્ર" ગણી કહાડતો, તોયે કોઇ વિચારક કે કલાકારની અદાથી એ આગળ પગ ઉઠાવ્યે જ જતો.

એ રસ્તા પરથી મોટર ગાડીઓ લીસી ચકચકતા રંગવાળી, છેલ્લામાં છેલ્લી મોડલની સ્ટ્રીમલાઈન્ડ 'લેન્ડો' સ્પોર્ટ્સ અને ચાલું ટુરીંગ મોટરકારો ઝડપભેર, નજદીકથી અને અદાથી પસાર થઈ જતી. એની પાછળ વિક્ટોરીઆ ગાડી કે લોરીઓ પણ ચાલી આવતી. છતાં યે બધાંની વચ્ચે, ધસડાતી, વહેતી વિશાળ–વિરાટ માનવતાની વચ્ચેથી એ આદમી નીડર લાપરવા અને ખુમારીબાજ બનીને આગળ બઢયે જતો.

એણે સીમલાની બડી બડી હોટલોની અંદર ચમકતી રોશનીઓ જોઇ હતી. એણે એ હોટલોની અંદર બજી રહેલા વોલ્ટેઝ ટેન્ગો અને ઝાઝના સંગીતને કાનમાં સમાવી દીધા હતાં. એણે સીમલાના સુંદર રસ્તાઓ, બડા બડા સાંબલોકના બંગલાઓની આસપાસની ફુલવાડીઓ–એનાં ઉગેલા વેલાઓ અને પુષ્પો, ઉંચે ઉંચે વાદળાઓ અને અસ્માન સુધી ડોક લંબાવી ઉભા રહેલાં સરૂના ઝાડો, એ

બધાની વચ્ચે કામ કરતા 'કાળા' આદમીઓને, રૂપાળી જોબનવતી હિન્દી પહાડી ઓરતોને નિર્ભયતાથી ત્યાં ફરી રહેલાં નિહાળ્યાં હતાં. એની આંખો ગોરા લોકોના બગીચાઓને સદાય રૂપાળા રાખવા માટે પરસેવો પાડનાર કાળા આદમીના ચહેરા પર પડેલી રેખાઓ સાથે પણ ઓળખાણ કરી ચુકી હતી. સીમલાના એ વિશાળ રસ્તા પરથી મોટર ગાડીમાં બેઠેલી રૂપાળી, ગોરી ઓરતોને પોતાના માનીતા કુતરાઓને, કુરકુરિયાંને પંપાળતી જોઈ હતી, અને એથી જ એ વારંવાર બબડ્યા કરતો.

"આ કુતરાના પણ કિસ્મત જોર કરે છે ને!"

અને એણે સીમલાના કાળા આદમીઓના ગંદા રહેઠાણવાળી, તળેટીમાં આવેલી ગલીઓમાં ભટકતા કુતરાઓ, જાનવરો, કુકડાઓ અને બિલાડાને આમ તેમ પુંછડીઓ હલાવતા પણ જોયા હતા.

કોઈ વાર જ્યારે પહાડની કિનારીએ સુરજ પોતાના કિરણોની વણઝારની નીચે, ક્ષિતિજની હેઠળ મોકલવા માટે થાક લેતો બેસતો ત્યારે આકાશના પુરાતા અબિલ અને ગુલાલના સાથિયા, ભાતભાતની રંગોળી અને દુરદુર સાંજની ધુસરમાં ચમકી રહેલા શુક્રના તારલાના તેજને એ નિહાળીને એક આછો ઘેરો નિશ્વાસ નાખી દેતો:પછી દૂર દુરના હિમાચ્છાદિત ગિરિશિખરો પર એ દૃષ્ટિને દોડાવે જ રાખતો. એની ઈચ્છા હતી કે એ કોક દિવસ હિમાલયની ખીણમાંથી જે અમોલ ધાતુ મળી આવે છે, જેને લોકો સોનું કહે છે તે કોક દિવસ ખોદીને શહેરમાં લાવશે અને એ 'સોનાની માટીમાંથી આદમી એના જેવા જ એની જ જમાતના માનવીઓને પોષવા માંડશે.' પણ પાછો આકાશી રંગોમાં પોતાના દિલને ગાયબ કરી દેતો અને બોલતો

'આહા! હું યે કેવો મુરખ છું 'સોનું' તે કંઈ હિમાલયના પહાડોમાં મળતું હશે?...એ તો કોલારની સોનાની ખાણમાં જ હોય ને—!"

પછી એની નજર દૂર..દૂર...કલ્પનાના આકાશમાં ઉડતી ઉડતી

મૈસુરની ધરતી પર, નીલી મીલોતરી છાયા ખેતરો પર, કાવેરીના વિશાળ જળપ્રવાહ પર, લીલા ધાન્ય ખેતરો પર અને કોલારની સોનેરી લાલ માટીના વિસ્તારપટ પર પથરાઈ રહેતી પણ બીજી જ પળે એ આકાશમાંથી નીચે પટકાતો, ગોરા લોકોએ ખાધેલાનો એંઠવાડ ધોવાતો જ્યાં કચરાનો ઢગલો થતો હતો એવા એ હોટેલના ચોખ્ખા ભાગ આગળ મૂકેલા ડબ્બાઓ તરફ એણે આશાભરી મીટ માંડી.

'આજે શેનું ડીનર છે?'—એ જાણે 'મેનુ-કાર્ડ' પર લખેલી ચાનગીઓ વાચતો હોય, નપાસીને ઓર્ડર આપવાની તૈયારી કરતો હોયને તેમ મનમાં બબડ્યો, અને થોડુંક હસીને એ કચરાના અને એંઠવાડના ડબ્બાઓ તરફ આગળ ચાલ્યો, એણે ડબ્બાઓમાં ઉંડે ઉંડે નજર નાખી. હોટેલના પાછળના આ ભાગમાં એક જ વીજળીની બત્તી પોતાનો આછો પ્રકાશ વેરી રહી હતી. એના આછા અજવાળામાં એ ઉભો રહ્યો, હોટલનું રસોડું પણ અહીંજ હતું ગરમાગરમ પુલાવ, ડબલ રોટી, ગોશ, બીરયાની,—અને બીજી વાનીઓની ખુશ્બુ એના નાક પર આવીને ખાણાની વિવિધતાનો ખ્યાલ આપી ગઈ. એ ત્યાં જ ઉભો રહ્યો. એંઠવાડના ડબ્બાઓમાં કેટલાક કચરા સિવાય, કાગળના ડુચાઓ સિવાય બીજું કંઈ જ નહોતું.

એ ફરીવાર આછું હસ્યો. એણે ખભેથી પોતાનો ખડીયો નીચે ઉતાર્યો અને હોટેલના એ પાછળના ભાગમાં સોડા લેમનની બાટલીઓ મુકવાના ખાલી ખોખાઓની બનાવેલા બાકડા પર એ બેસી ગયો. એણે પોતાના કોટના ગજવામાંથી એક મ્હોવાજુ બહાર કહાડ્યું—અને ધીમેથી એણે બજાવવા માંડ્યું.

થોડીક ક્ષણો વીતી ગઈ નહી હોય તેટલી વારમાં અંદરથી અવાજ આવ્યો:

'અરે જરા ઠહેર જા'

અને એણે મ્હોવાજુ બજાવવું બંધ કર્યું. એણે આકાશમાં ચમકતા તારાઓને જોયા કર્યું—પણ એની નજર અચાનક સામેની જ

ગલીમાંથી પસાર થતા બે આદમીઓની ચાલ પર પડી. એમના પગ એ આદમીઓનું કહ્યું માનતા નહોતા. કારણ કે એ આદમીઓ લથ ડોયાં ખાઇ રહ્યા હતા. એ રસ્તા પરના એક સાંકડા ફુટપાથ પર એક કુતરો ફાનસના થાંભલાની સ્હોડમાં ટુટીયું વાળીને બેઠો હતો. એની પુંછડી પર પેલા બે આદમીઓમાં એકનો પગ પડી ગયો અને કૂતરાએ એકદમ ભસવાનું શરૂ કરી પોતાને થએલા દુઃખથી તેનો વિરોધ જાહેર કર્યો.

હોટેલના પાછળના ભાગમાં બાંકડાની ગરજ સારતા પાટીયાં પર બેઠાં બેઠાં એણે એ બધું જોયા કર્યું—અને એ ઉભો થયો. એણે પોતાના હાથમાં લાકડી લીધી અને રસ્તા પર આવી પહોંચ્યો. કૂતરો એની પુંછડી પર પગ મુકનારને બચકું ભરવા ભસી રહયો હતો—ઘુરકી રહયો હતો. એ બે આદમીઓના મ્હોંમાંથી શરાબની વાસ આવતી હતી. કોઇ વિમાનીનું એન્જીન 'ફેઇલ' થતું હોય અને એ આસ્માનમાં આવડાશમાં ગુલાંટો લેતો ધરતીને ખોળે પડવા પછાડો ખાતો નીચે આવતો હોય તેમ એ પોતાની કલ્પનાના દોરનો પતંગને મુકી દઇ, જમીન પર પટકાઈ પડતો. આસપાસ નજર કરતાં એને પીઠ પર લાકડી લગાવીને કહી રહયો છે:

"ક્યા સુનતા નહિ!...... સાંબકા મોટર કિતના હોર્ન બજા રહા હયા હય" —અને એ જીંદગીને બચાવવી જરાક દૂર નીકળી જતી. એની પાછળથી બેચાર માણસો એને ધક્કા મારીને આગળ નીકળી જતા, પોલીસ જમીન પર થુંકી દેતો, હોટેલ પરની બત્તીઓ બુઝાતી અને જાગતી, ઇશારાઓ કરતી, અંદરનું યુરોપીય સંગીત વધુ તીવ્ર અને જોશીલું જલદ બનતું, "ગ્લાસ" જમીન પર પટકાતા—કાચ ફુટીને તેના ચુરેચુરા થઇ જતા, કોઇ આદમીના ચહેરા પર લાલી આવી જતી. કોઈ છેલબટાઉ છટકેલ મિયાંભાઈ ફિલ્મનું ગીત લહેરમાં ગાતો ચાલ્યો જતો:

"બાબુલા મોરા ન્હૈહર છુટો જાય!"
"બાબુલા મોરા ન્હૈહર છુટો જાય!"

કુદરતના રંગોને એ સરસ રીતે વખાણી શકતો. કોઇ દિલચસ્પ સંગીતની ચીજને, રાગ-રાગિણીને એ આબાદ પોતાના કાનથી પીછાની લઇ એની તારીફ કરી શકતો, કોઇ સુન્દરીની નઝાકત, એનુ જોબન, એના કપડાં પહેરવાની રીત, એની અદા-એની એ કદર કરી જાણતો. સારામાં સારી જાતના રેશમને એ ઓળખીને આંખમાં સમાવી લેતો. કોઇ બેકારને બાંકડા પર બેઠેલો નીહાળી એ એના દિલની દુનિયા, એનું કુટુંબ એની ચિન્તા, એની સાંસારિક જંજાળ વગેરેને એ બરાબર પામી જતો. કોઇ અમલદારનાં દંભને, કોઈ શેઠીઆના મીજાજને, કોઇ શરાબી કે છટકેલ આદમીની ઝબાનને એ આબાદ પંપાળી શકતો. એટલે જ આજે એ સીમલાના વિશાળ રસ્તા પરથી કુચ કરતો આગળને આગળ ચાલ્યો જતો હતો. દૂર-દૂર-ઘણે દૂર!

એના જેવા જ આદમીઓને એ ઓળખી લેતો અને પોતાની જમાતના વણબાગેલા માનવીઓના "સાજા" મીજાજની એ મુકતકંઠે તારીફ કરી પોતાની કદર કરતો. પોતાના જ સદ્ગુણો એ દુર્ગુણોનું જ પરિણામ છે, કબુલીને એમા ગૌરવ માણી લેતો.

આ ચાલ્યો આગળ અને આગળ હોટેલના વિશાળ દરવાજા પર એણે નજર નાંખી. એ આછું-ફીક્કુ હસ્યો. અંદર જમવાના ટેબલો પર બેઠેલાં સ્ત્રી પુરૂષો...ગોરા, બડા સાહેબો અને ગોરી મેમસાહેબોને પંખાની હવા ખાતાં એ નીહાળીને આગળ વધ્યો, હોટેલના પાછળના ભાગમાં એ આવ્યો જ્યાં સદાય ગંદકી દેખાયા કરતી અને જ્યાં સદાય એકના હાથમા એક દંડુકો હતો. તે બબડયો.

"સાલા કુત્તા"- અને એણે એ દંડુકો કૂતરાના માથામાં મારવા હવામા જોરથી વિંઝયો, પણ બીજી જ ક્ષણે એ દંડુકો એક લાકડી પર અથડાયો અને ત્યાં એક જબ્બર હાસ્ય સંભળાયું.

"હુમ કોન હય ?"

એનો જવાબ જવૈ ..... હા-હા-હા-હા-હા . હા... એણે જોરથી હસીને પોતાની 'હેટ' ને ઉતારી નાખી અને પછી અંગ્રેજીમાં પૂછ્યું

"હ્વીચ રેજીમેન્ટ ?" (વીચ રેજીમેન્ટ ?)

શરાબીઓ જવાબ આપે તે પહેલા તેણે એ કુતરાને મીઠા લહેંકાથી પોતાની પાસે બોલાવ્યો. ઝીણી સીસોટી વગાડીને એણે કુતરાની સહાનભુતિ પોતાના તરફ ખેંચી લીધી કુતરો એને બચા-વનારને બરાબર જોઇ રહ્યો અને પછી એકાએક એની પુછડી પર પગ મુકનાર તરફ ભસવા માંડ્યું . પણ જે ક્ષણે કુતરો એના પર પડનાર દંડુકાના ઘાથી બચાવી લેનાર તરફ જોતો તે તે ક્ષણે એની આંખો મીંચાઈ જતી, અને ઉઘડતી અને પછી તે તેની પાસે ગયો- કુતરાએ પુછડી હલાવવા માંડી પેલાએ એની પીઠ પર હાથ ફેરવવા માંડ્યો

પણ પાછળથી એને કોઇએ એક સખ્ત લાત મારી, એના હાથમાંની લાકડી છટકી ગઇ અને એ કુતરા પર ફસડાઇ પડ્યો કુતરો એને સુંઘતો, હાંફતો, જીભને બહાર કાઢતો એની પાસે જ ઉભો રહ્યો, એણે પાછળ જોયું તો પેલા બે શરાબીઓ દોડવાનો નિષ્ફળ પ્રયાસ કરી રહ્યા હતા

કુતરો જોરથી તેમની તરફ જોઈ, જીભમાંથી લાળ ઝરતો ભસી રહ્યો એની પાસે જ, જમીન પર ફસડાઈ પડેલા એ આદમીએ લાકડીને ફરીવાર હાથમા લીધી-અને પોતાની પીઠ પર પડેલા મારની નોંધ લેતો તે બેઠો થઇ ગયો.

એણે શબ્દો સાંભળ્યા

'ડેમ સ્વાઇન ?-ધી બાસ્ટાર્ડ ઇન્ડીઅન'

અને તે કુતરાને સિસોટીથી પોતાનો સંગાથી બનાવીને પોતાની સાથે લઇને હોટલના પાછળનો બાગમાંના બાંકડા તરફ ફર્યો.

☆

એણે અંધારામાં પોતાનો ખડિયો ખોલ્યો જેમાંથી ડબલા-ડુબલીઓ અને ચીની પ્લેટની થાળી, બે ચમચા અને બે વાટકીઓ બહાર કહાડ્યા, અને એણે સફાઇથી બાકડા પર ગોઠવી દીધાં એણે પોતાના મ્હો પર આછું સ્મિત આણ્યું અને એ બોલ્યો.

'ચલો સા'બ ખાના ખા લો'

એટલી વારમાં જ બારણું ખુલ્યું, [illegible] એમાં ખાધા બાદ વધી પડેલું ખાણું—નાનના ટુકડાઓ, ચટણી, પુલાવ, ગોશ, તરકારી—અને કુસુંબરની વાસ ત્યાં છવાઇ રહી. એ બધી પ્લેટોને બાકડા પર મુકી પેલો માણસ અંદર હોટેલમાં ચાલ્યો ગયો

એણે એ બધા ખાણાને પોતાની 'ખંભાતી' વાટકીઓમાં ગોઠવી દીધું, ચીની પ્યાલાને બહાર કહાડી, તે બગીચામાં વહી રહેલા નળ પરથી ચોખ્ખું પાણી ભરી આવ્યો અને પછી એણે ખાવાનું શરૂ કર્યું.

'ડિનર'

એ ખાણું ખાતો જતો હતો, એક ટુકડો પોતે ખાતો અને એક ટુકડો કુતરાને આપતો અને એક ડબલામાં એણે કુતરાને પણ ખાવા પીરસ્યું

એણે કુતરાની આબાદ દોસ્તી સાધી હતી

"આજસે, તુમ દોસ્ત-સાથી-હમ દોનો સાથ ચલેગે' તે બોલ્યો એના અવાજમાં એક જાતની શાનવાળો ટહુકો, સંતોષ અને સુખ હતાં.

પછી એણે કુતરાની સ્હામે જોયા જ કર્યું. કુતરાએ પુંછડી હલાવ્યા જ કરી. બત્તીનો ઝાંખો પ્રકાશ વેરતો જ રહ્યો, હુગ્ના નળમાંથી ઝીણું ઝીણું પાણી વહેતું જ રહ્યું હતું. અંધારામાં ચાંદો ખીલ્યે જ જતો હતો વાહનો આવતા અને ચીખરતા હતા. દુર દુરથી કોઇ સા'બના બંગલામાંથી સંગીતના સુરો એને કાને આવતા અને એનું પ્રફુલ્લિત દિલ નાચવા મંડી જતું.

'આજસે તું મેરા સાથી, ક્યોં ?" એણે કુતરાની સ્હામે જોઇને પુછ્યું.

કુતરાએ જોરથી પુંછડી પટપટાવવા માંડી. એનો હાથ એની પીઠ પરના સુવાળા વાળ પર ફરી વળ્યો.

'હમ દોનું ! ..........સાથી"

એણે પ્લેટ્ર ધોઈ નાખી, પોતાનો સામાન ખડિયામાં મુક્યો, અને પછી ખીસ્સામાંથી એકાદ સિક્કો કહાડીને, બીજા હાથે વાજુ બજાવવા માંડ્યુ.

હાટલના બારણામાંથી, બબરચીખાનુ ખોલી એક આદમી આવ્યો તેને આવેલો જોઈ એણે કહ્યું—પ્લેટો ધોઇ નાખી છે... આ પૈસા જોઇએ'

'નહિ'

અહ્સાન, દોસ્ત'

એણે લાકડીના એક છેડામાં ખડિયો ભરાવ્યો, બેગ હાથમાં લીધી, માથે ટોપી નાંખી ને ઉપડ્યો, કુતરાને પોતાની પાસે રાખ્યો, અને, પછી કહ્યું.

'ચલો.........આગે બઢેંગે'

રસ્તા પર સખ્ત પવન ફુંકાઇ રહ્યો હતો. સીમલાની ગલીઓમાં બધુ શાંત હતું. એણે પોતાના કાંડા પરના ઘડિયાળ તરફ નજર નાખી અને પછી એણે કહ્યું :

"હા કેટલા વાગ્યા હશે!—રાતનો એક તો જરૂર વાગ્યો હશે!... પણ ઘડિયાળ?... ઘડિયાળ?... ઘડિયાળ તો ગયે વર્ષે ૯ વેચી નાખ્યુ ને?—"

કાંડાપર ઘડીયાળ તો ન્હોતું– છતાં યે એની ટેવે એમ કરવા એને પ્રેર્યો હતો એણે કૂતરા તરફ જોઇને કહ્યું: "દોસ્ત ખૂબ ઠંડી પડે છે ખરુ ને?"

એણે પોતાના કોટના કોલર ઉંચેળીને ગળામાં છાતીમાં ગરમાટો ભરવા પ્રયાસ કર્યો પછી તે એકાએક થભ્યો અને બોલ્યો "દોસ્ત! આપણે તો બહુ દુર નીકળી આવ્યા... ઘણે દુર! સીમલા તો પેલું દેખાય ..! તળેટીમાં!..."

એ થભી ગયો. ખીણમા પડેલા ન્હાનકડા શહેરની બત્તીઓ પર એણે નજર નાખી. રસ્તા પર આસપાસ ઊંચા ઊંચાં વૃક્ષો હતાં. એક બાજુ પહાડોની ઊંચી ઊંચી કતારો હતી. બીજી તરફ ઊંડી ઊંડી વૃક્ષો ભરી તળેટી હતી અને તે પોતે સોએક ફીટ ઊંચેથી સીમલાને નીહાળી રહ્યો.

એણે પોતાની "બેગ" ખોલી એક પુરાણા ધાબળાને બહાર કહાડયો. એક પુલ પર એક મોટું ઝાડ પોતાની ઘેરી છાયા પાથરી રહ્યું હતું. આ રસ્તો ક્યાં જતો હતો? એણે વિચાર કર્યો કે આજે અહીં જ અડ્ડો જમાવીએ અને એણે પુલની નીચે ઉગી નીકળેલા જંગલી ફુલોનાં ઝાડવાંઓ તરફ જોયું. સરસ છે આ જગા' અને તે ત્યાં બેઠો.

ધાબળાને એણે પૂલની નીચેના એક ભાગમાં સૂકાઈ ગયેલા ઘાસવાળી જમીન પર પાથર્યો, અને પછી કૂતરા તરફ જોઇને કહ્યું 'તને ટાઢ વાય છે?'

એણે સામાન મુક્યો, 'બેગ' નું ઓશીકું કર્યું. કોટપાટલુન પહેરીને એ ધાબળાની પથારી પર આડો થયો. ઝાડની ઘટામાં આસમાની, કાળુ ભુખરું આકાશ ને અસંખ્ય તારાઓ દેખાતા હતાં. ચાંદો ઉગ્યો તો હતો—પણ પાછા ક્યાં અદ્રશ્ય થઇ ગયો? આસ-પાસ ઊગેલાં જંગલી ફૂલોને એ જોઇ રહ્યો. કુતરાને એણે પોતાની પાસે ખેંચ્યો:

"તું મારી પાસે જ સુઇ જા. ટાઢ વાય છે?..." તેનું પોતાનું મનજ તેને ઉદ્દેશીને બોલી રહ્યું હતું, "જો! એમ કર!

તારા શરીરનો ગરમાટો અને આપ અને મારા શરીરનો તું લે। આપણે બન્ને વહેલી સવારે મઝલ ઉપર ઉપડી જઈશું." ને એણે પાસે બેઠેલા કુતરાને પોતાના હાથથી પોતાના શરીર તરફ ખેચ્યો.

અને એણે આંખો મીચવા માંડી, પણ એનું દિલ હજી સ્થિર નહોતું. પેલા પીધેલા આદમીએ કુતરા તરફ ઉગામેલો દંડો એની આંખ સામે દેખાયો પણ પછી એનો જીવ ઉડવા લાગ્યો. ક્યાંનો ક્યાં?।.. પોતે કોણ હતો? ક્યાંથી આવતો હતો?– ક્યાં જતો હતો?

"મારો ધર્મ શો?"

"હુ આમ શા સારૂ કરૂં છુ?"

"મારી મંઝીલ કઈ તરફ છે?"

"હું ક્યાં અટકીશ?"

એ બધા પ્રશ્નો એનો જીવ એને પોતાને જ પુછવા લાગ્યો.

એને યાદ આવ્યું એક દિવસ કાળી રાત્રિએ એને ઘેર પોલીસે દરોડો પાડ્યો હતો એના ઘરની જડતી લીધી હતી શા માટે? ગુન્હો શો?– એ મૌન ધરીને બેસી રહ્યો એ અદાલતમાં હાજર થયો હતો, એને સજા થઈ હતી. એને જેલમાયે પુરવામાં આવ્યો હતો કેટલો સમય?–એનો એને ખ્યાલ પણ નહોતો કે એણે એની જીંદગીનો કેટલો સમય કારાગૃહની કાળી દીવાલો વચ્ચે ગાળ્યો હતો?– જેલમાં ગયો ત્યારે તો એની તસ્વીર કેટલાક વર્તમાનપત્રોમાં છપાઈ હતી. પણ જ્યારે એ જેલમાંથી છુટ્યો ત્યારે?.. ત્યારે એને કોઈએ ઓળખ્યો નહિ જ એ હતો મુંબઈનો પણ જેલ તો દુરની હતી. મુંબઈમાં એનુ ઘર જ્યાં હતુ ત્યાં તો હવે સરકારી "બરાકો" બંધાઈ ગઈ હતી, જ્યાં એના દોસ્તો હતા ત્યાં તો સફાચટ જમીન બનીને, ત્યાં 'આસ્ફાલ્ટ'ના વિશાળ રસ્તા બની ગયા હતા પોતે કામ-ધંધા સાટે પુષ્કળ ભટક્યો પણ કામ મળી જાય તો બેકાર લોકો એને જીવતો કેમ રહેવા દે?– બેકારોની અગણિત સંખ્યામાં એ

શામીલ તો થયો પણ એનો મિજાજ એને તદ્દન જુદાજ માર્ગે ઘસડી જઈ રહયો હતો એણે બે ચાર ભાષણો કરવા માંડ્યા હતા પણ એ માટે એ ફરીથી જેલમાં ગયો.

અને એ જ જેલમાં રેઢી ગયેલા બીજા કેદી યાદ આવવા માંડ્યા. એનું નામ?... એને યાદ તો હતું જ... પણ ત્યાંથી શું શરૂ કરે?... એની સાથે જેલમાં પેલો કેદી શા માટે આવ્યો એની ખબર હતી એટલે એક બીજા આદમીએ ખુન કર્યું હતું. ત્રીજા આદમીએ અનીતિની કમાણી પર જિંદગી ગુજારવા માંડી હતી. ચોથા આદમીએ બીજાની ઓરત પર બળાત્કાર કર્યો હતો એક બીજા બદમાશે માલીકના કહેવાથી જીંદગીમાં પહેલી જ વાર શરાબ પીને, માલીકના દુશ્મનનું ખુન કરવા પ્રયાસ કર્યો હતો પણ હવે એનો માલીક એને છોડાવી શક્યો નહોતો. આ બધા જ કેદીઓમાના એકનો ભયંકર ચહેરો એની આંખ સામે ખડો થઈ ગયો એનું નામ "કાળો હાકેમ" એ જેલની બહાર હતો ત્યારે પણ એ બધા જ કેદીઓનો હાકેમ હતો. ભયંકર ગુન્હેગાર ખુની, ડાકુ, લુટારા, ભામટા–તરીકે, જેલના વોર્ડરોએ એની પીછાન બધાને આપી હતી. જેલમાં એ કામ કરતો અજબ જેટલું એને દળવાનું મળતું–નબળા લોકોનું કામ પણ એ કરી આપતા હદ ઉપરાંત એ કામ કરતો. રાતના જ્યારે ઉંઘ ન આવતી ત્યારે એ બીડી લેવા માટે ધમપછાડા મારતો અને એને બીડી મળી જતી. અને પછી તે ઘોરવા માંડતો આ બદમાશ ડાકુનું હૃદય કોણે આબાદ પીછાન્યું હતું. ધાબળા પર વિશાળ ઝાડના છત્ર હેઠળ અને તેની ઉપર તારાની છાયા આકાશની ઘુમ્મસની નીચે પડ્યો પડ્યો એ અત્યારે એની આંખ સામે એ ખોફનાક ગુન્હેગારના કદરૂપા ચહેરાને નિહાળી રહયો.

"કાળો હાકેમ!" એ બબડયો।

અત્યારે એને ઉંઘ આવતી નહોતી. પણ કુતરો એની પડખે હાંફતો, આંખ મીંચીને પડયો હતો. પવનના સુસવાટાથી પૂલ પ

પેલા આદમીએ વચ્ચે જ એનો હાથ ફેકુલ પકડી લીધો હતો પણ આ કદાવર આદમીના રાક્ષસી બળ પાસે એની તાકાત મગતરા સમાન હતી.

કાળા હાકમનો શ્વાસ જોરથી ચાલતો હતો: પવનના વાયરા જોરથી ફુંકાતા હતા: પહાડોની કતાર, ઉંચા ઉંચા વૃક્ષો, પુલ ઉપરના ધોરી રસ્તો બધે જ એક ભયંકર શાન્તિ ફેલાઇ હતી: પેલા આદમીએ જોયું. એના શરીરે પરસેવો વળી આવ્યો હતો. કારણ કે જે કુતરા પર એને આટલો પ્યાર હતો, જે કુતરાને એણે એક માગમાંથી ઘાસાઘી-બચાવી લીધો હતો, તે કુતરો, એનો સાથી, એનાજ જીવનની સફરનો સંગાથી-અત્યારે એક ચાકુની કાતીલ છુરીનો ભોગ બન્યો!... એ આદમીએ એક પળવાર તો કંપારી અનુભવી પછી ધીમુ કરીને તેણે આસ્તેથી, દબાયેલા અવાજે કહ્યુ

"ક્યા કિયા?...તુમને!...કાળા હાકમ?"

"જ્યાદા બાત મત કરો!... પોલીસ મેરા પીછા કર રહી હય! દેખો મયને એક બડા ભારી ડાકા હય! સોને ઓર ઝવેરાતકી દુકાન લુટ લી હય! ઓર વહ સબ મયને સામનેકા ટેમ્પી કે પેડકી નીચુમે ..દટકર રખ દિયા હય!...દેખો! તુમ...! માસ્તર બાણુ! ..મેરા કુછ ભરોસા ઠીકાના નહિ હય!"

અને એટલું કહીને એ દોડયો અને આંખના પલકારમા ગાયબ થઇ ગયો.

એ આદમીને ભાન ન રહ્યું. ક્યાં નજર નાંખવી?- અંધારામાં ઉભેલા આમલીના મોટા ઝાડ નીચે જ્યા કાળા હાકમે દોલતને દાટી હતી ત્યા કે પોતાના સાથી કુતરાના લોહીલુહાણ દેહ પર? કે પછી જે પહાડી જંગલમા કાળો હાકેમ અદ્રશ્ય થઇ ગયો હતો એ દિશામા?

એ ફરી આછું હસ્યો—એણે પોતાના હાથે જ કુતરાના હૃદયમાંથી વહી ગએલા લોહીના ધારોઆને સાફ કર્યો: પણ એ તો નિશ્ચેતન પડ્યો હતો. એની જીભ બહાર જ લબરકા લેતી દેખાતી હતી.

અને પછી તેણે પોતાના ગરમ ધાબળામાં પોતાના સાથી, કુતરાના લોહીભીના શરીરને વિંટાળી દીધું: પુલની નીચે વચ્ચોવચ્ચ જ્યાં ભીની જગા હતી પોચી માટી હતી ત્યાં ચીની વાટક. વળી તેણે જમીન ખોદી, કઢાડી--અને તેની ગોદમાં તેણે એ કુતરાના ધાબળામાં વીંટાળેલા દેહને બેસાડી દીધો ને તેની ઉપર માટી વાળી દીધી! તે ભારે પગલે, પણ ઉતાવળેથી આસપાસ ઉગી નીકળેલા જંગલી ફુલોને અને પાંદડાને તોડી આવ્યો—અને પછી તેણે પોતાના સાથીની કબ્ર ઉપર એ બધા ફુલો અને પાંદડા પાથરી દીધાં.

બે મીનીટ બાદ, ખભે લાકડી નાખી, ખડિયે ભરાની, હાથમાં એની જરી પુરાણી 'બેગ' લઈને તે ચાલી નીકળ્યો.

જતા જતા તેણે કાળા હાકેમે બતાવેલા એ [illegible] વિશાળ વૃક્ષ નીચેની જગાએ નજર નાખી? ત્યાં હમણાં જ કોઈએ જમીન ખોદી હોય તેમ એણે જાણ્યું. એક નજર નાખી આગળ ચાલતો થયો.



## ૩

# આભાસની ગલીમાં

'ફુલ કિરાયા દેના હોગા ।...વરના સમજે ! વરના મકાનસે નિકાલ દીયા જાયગા.'

'જુઓ ભાઇ ! બીજી બધી વાત ઠીક છે પણ આજે પાંચ મહિના થયા દવાનું બીલ તમે ચૂકવ્યું નથી ! દિલગીર છું કે એ હવે નભાવી શકું તેમ નથી ! કાલે પૈસા જોઈએ.'

'અમારો બીલ આપી દેજો ।...કાલે દાણો મોકલવો બંધ થાશે !...ઘીનો બીલ ક્યાં ચૂકાવ્યો છે? હવે ઢીલ નહિ ચાલે.'

રતિલાલ મુંઝાયો ! ગળા પર દબાણ આવ્યું હોય એમ એણે ખખરી ખાધી...અને પછી ઉંચે જોયું તો કોઇક એની સામે હસી રહ્યું છે ! એ હાસ્ય શું એની આ જાતની મુંઝવણને લીધે હતું ?

ઉપરના ઉપરાઉપરી સવાલોના હથોડા એના દિમાગને કોઈ જુદી જ દુનિયામાં લઇ જતા હતા ! એનું મનોબળ આ સાંભળવાની ના પાડી શક્યું નહિ ! એણે માથું ધુણાવ્યું; 'કોઈ પણ રીતે મારે એમાંથી માર્ગ કાઢવો પડશે ।...પણ કેવી રીતે? મારે પૈસા ક્યાંથી લાવવા? પન્નાની બંગડીઓ તો ક્યારનીય વેચી નાખી.'

બંગડીઓએ જ સુવાવડની કિંમત ચુકવી દીધી હતી! અને હવે શું બાકી હતું? પદ્માને તો એણે ઘણીયે વાર આઘાત પહોંચાડી દીધો હતો!...પણ તે વિના એ શું કરી શકવાનો હતો? પદ્માનું હૈયું, પદ્માનું હૃદય, પદ્માની ઊર્મિઓ–કોમળ અને જાગી ઉઠે એવા જ, એ કલ્પના એણે ઘણો સમય સેવી હતી: કદાચ સેવવાની અસત્ય સાથે દોસ્તી બાંધી ચૂક્યો હતો!...પણ હવે એ ભમણાને અને એ કલ્પનાના સુખને ભોગવવા માટે આપવા પડતા દામની એની પાસે ત્રેવડ કે જોગવાઈ નહોતાં!...અને એથી જ રતિલાલે યોગ્ય ધાર્યું કે પદ્માના દાગીનાથી આ આર્થિક આફત દૂર રાખી શકાશે પણ એ બધું ક્યાં સુધી ચાલે? પહેલી કોકિલા જન્મી...પણ એ આખો ય દિવસ રડયા કરતી! ચાર વર્ષની થઇ ત્યાં સુધી એણે સાદગી જ રહેવાનું પસંદ કર્યું હતું. વચ્ચે પદ્માની કસુવાવડ થઇ ગઇ! રતિલાલે એના એક ક્રાંતિકારી દોસ્તની વાતોને જીવનમાં ઉતારવા માટે 'સંતતિનિયમન'ના પ્રયોગ સાથે પ્રેમ કરવા માંડયો...પણ એમાં એને એવું લાગ્યું કે પદ્માની તન્દુરસ્તીને ચિન્તા ખવાતી હતી!...અને એકાદ વર્ષ પછી એને સાફ દેખાયું કે પદ્માનું જીવનપદ્મ પહેલાં જેટલું પ્રસન્ન નહોતું–બલકે કંગાલિયતની કાળી છાયા એને આવરતી હતી! કોઇક માનસિક વેદનાની વૈતરણીના વહેતા પાણીના ચક્કરમાં પોતે ફસાયેલો હોય એમ એને લાગ્યું

અને પછી વખતનો કાંટો ઘણાં ય ચક્કરો, આંટાઓ ફરી ચૂક્યો અને તેમ છતાં ય રતિલાલના જીવનમાં જીવનનાં રસ અને રતિની રચના રતિભર પણ દેખાયા નહિ!

મુંબઇના પગની એક નાનકડી ઓરડીમાં રહી કારકુનપદમાં જ પડી રહેવાથી જીવનનો કૈં ઉદ્ધાર નથી થવાનો, એવો ખ્યાલ રતિલાલને કોઇ દિવસ પણ ધેર્યો નહોતો. હા, શેઠ કોઇ વાર પગાર તો જરૂર વધારશે, એવી તેણે ઘણી વાર સેવેલી ઊંડી ઊંડી ઇચ્છાને મૂર્ત સ્વરૂપે જોવાની મહેનત કરી હતી!... પણ શેઠનો વ્યાપાર, શેઠનો મુનીમ, શેઠના બીજા

નોકરો વિગેરેએ રતિલાલના પગારમાં વધારો થવો જોઈએ કે નહિ એ વિષે વિચારવાની દ્રષ્ટિયે તકલીફ લીધી નહોતી

અને પછી એક દિવસ જન્મ્યો અશોક! જન્મવાની સાથે જ આ અશોક મહારાજા અશોકના નામની બદનક્ષી કરવા તત્પર થયો હતો! તેનું શરીર, તેનાં હાડકાં અને તેનું બંધારણ જ રતિલાલની વિચારસૃષ્ટિનું રૂપ હતું. અને એથી જ પિતા પર વેર લેવા અવતરેલા પુત્ર પેઠે એણે જીવનની શરૂઆત બાળકોને દરરોજના લાગુ પડતા વિભિન્ન રોગોની પરંપરાથી કરી બતાવી હતી!

આવા સંજોગોમાં મોડી રાતે રતિલાલ ઘેર આવતો અને આવતાંની સાથે જ એને કોઈક બાળકનું કાં તો અશોકનું કે કાં તો કોકિલાનું–કાવ્યમય કરુણ રુદન સુણાતું. અને એ રુદનની વચ્ચે વચ્ચે, જાણે કોઈ કલાકારને પ્રેરણા આપવા માટે કોઈ 'સ્પર્શ' જરૂર હોય તેમ પદ્મા ખાંસી ખાધા કરતી. સાધારણ ખોરાક પણ હવે પદ્માને પચતો નહોતો એટલે ખાંસી ખાઈ તેણે ક્ષયને પોતાના હૃદયને મહેમાન તરીકે બેસાડી દેવાના શ્રીગણેશ ક્યારનાય માંડી દીધા હતા!

રતિલાલ મોડી રાતે ઘેર આવી બીલ ચૂકવવાની અશક્તિને લીધે ગયે મહીને જ બંધ થયેલા વીજળીના દીવા તરફ નજર કરી નિઃશ્વાસ નાખતો અને પછી ઘાસલેટનું 'લાલટેન' સળગાવી રાતે રાંધ્યું હોય તો તે અને નહિ તો સવારનું ઢાંકી રાખેલું થોડુંક 'ભોજન' આરોગી લેતો!... અને દરમ્યાન એ ઓરડાની ગંદી હોવી જોઈએ માટે જ ગંદી નહિ; પણ ગંદીથી યે વધુ ગંદી, સંજોગોએ વેર લેવાનું કાવતરું રચ્યું હોય એટલી ગંદી ચોકડીમાં પડેલા એંઠવાડના પાણી અને કચરા પર મચ્છરોનું બળવાન સૈન્ય છાવણી નાખતું!.. એકાદ બે ઉંદરનું ને તેના વિશાળ કુટુમ્બનું પણ આ ચોકડી, બાળ–મોરી ઠીક પોષણ કરતા: અને અવારનવાર નહિ પણ ઘણી વાર રતિલાલનો આભાર માનવા માટે આ ઉંદર અને તેનાં બીબીબચ્ચાં એની સામે

આવીને પોતાની 'ભવી લાગણીઓ' ફેંકી જતા!

રતિલાલને એ બધું શેખચલ્લું થઈ ગયુ હતું! પણ આખરે એ બધુ અસહ્ય હોવુ જોઈએ, એમ રતિલાલના દીલે પુકાર્યું–અને એટલા માટે જ આમાથી માર્ગ શોધવ એણે વિચાર કરવા માંડયો...પણ વિચાર? જેમ જેમ તે વધુ વિચાર કરવા લાગ્યો તેમ તેમ એને વધુ મુંઝવણ દેખાવા લાગી વિચારોએ એને ઘેરી લીધો!... એની હાર થવા લાગી! વિચારોમાં ફસાઇ જવાથી રતિલાલે ધાર્યું કે વિચાર કરવા છોડી દેવા!... પણ વિચાર એને છોડતા જ નહોતા!... ત્યારે હવે શું કરવુ?

(૨)

...અને એ નોકરીએથી છૂટીને બહાર પડયો! આજે ઓગણત્રીશમી તારીખ હતી!... આવતી કાલે ત્રીશમી એટલે મહિનાની છેલ્લી તારીખ થશે!...શેઠને પગારમા કંઇક વધારો કરી આપવાની વિનતી કરવા જવુ એવો મનસુબો એણે કરી લીધો!

પણ આવતી કાલે શેઠ પાસે રૂબરૂ જવું કે ચિઠ્ઠી મોકલવી કે પછી પોતાની અત્યારની હાલતનું બ્યાન કરતો લાંબો પત્ર પાઠવવો, એની ગડમથલમાથી એ બહાર આવે તે પહેલાં તો પાચ વાગવા આવ્યા હતા!...અને બરાબર સવા પાંચ વાગે મુનીમે એને બોલાવીને કંઇક કહ્યુ

'જુઓ, મી. રતિલાલ! આજકાલ ટાઇમ બહુ ખરાબ છે વેપારધંધામા કંઇક ખાસ કસ રહ્યો નથી એટલે...... ધોંડીઆ! પેલો ટાઇપ કરેલો કાગળ... .. ..' વચ્ચે જ પિત્તળની ફ્રેમવાળા ચશ્માસાથી આંખો ઉંચી કરીને મુનીમે પેઢીના પટાવાળાને બોલાવ્યો અને પછી આગળ ચલાવ્યુ, 'પેલો ટાઇપ કરેલો કાગળ મી. રતિલાલના નામનો છે, તે ટાઇપીસ્ટ પાસેથી લઇ આવ જોઉં!'

ધોંડુ તે 'કાગળ' લઇ આવ્યો ત્યાં સુધી રતિલાલના હૃદયે ધબકયા કર્યું... મુનીમે એ કાગળ પર સહી કરી તે વખતે રતિલાલના

હૃદયના ધબકારા વધુ જોરથી થવા માંડ્યા!... અને પછી એ કાગળ રતિલાલને આપ્યો અને 'પીઓન બુક'માં એ કાગળ મળ્યો છે, એવી તેની સહી લીધી ત્યાર પછી હૃદયના ધબકારાની ગતિમાં વધારો થયો! અને તે પછી જ્યારે રતિલાલે એ કાગળ વાંચ્યો ત્યારે 'નો...ટિ...સ!' તમને...છૂ...ટા ..ક...ર...વા...મા ..આ...વે... છે!' એવા શબ્દોની હારમાળા માંડમાંડ પૂરી થતાની સાથે જ રતિલાલને પોતાને માથે કોઈ પહાડ તૂટી પડ્યો હોય એમ લાગ્યું!...કમ્પાઉન્ડમાં ગણગણતી માખીઓનો શિકાર કરવા માગતાં કુતરાની જીભને એણે જુદી જ કલ્પી લીધી!.. ગોડાઉન તરફ નજર કરી! એક મોટી બિલાડીએ એક ઉંદર પર તરાપ મારી હતી! અને એક મજૂરે ચોખાની ગુણીને પોતાની પીઠ પરથી ઉતારીને જગી કાંટામાં ધુ...મમમમમમ અવાજ સાથે ફેંકી!...એને કૈં સમજાયું નહિ...મુનીમ પર ફરતો પંખો છટકી જશે અને તે તેની ઉપર જ આવી તુટશે, એમ લાગ્યું!

રતિલાલે 'નોટિસ'ને ખીસ્સામાં મૂકી...હંમેશ કરતાં એ આજે નોકરીએથી વહેલો છુટતો હતો!...એના ક્રાન્તિકારી દોસ્તો એની પાસે 'બેકારી'ની વાતો કરતા, એ બધું એને અત્યારે જરા પણ યાદ આવ્યું નહિ કોણ જાણે શાથી એણે પોતાના સાધાતાળા, જાડા સોલવાળા સ્લીપર પહેરીને નાનકડો, ખુબ ઘસાઈ ગએલો દાદરો ઉતરી જવાનું યોગ્ય ધાર્યું! ત્યારે સામે જ ગટર આગળ કોઈએ બારીમાંથી વાસીદુ વાળીને તેનો કચરો ફેંક્યો!...એમાં સ્ત્રીના માથાના વાળ હતા! એક મોટું ગુંચળુ સફેદ વાળોનું હતું. ....અને એક હતુ કાળા વાળોનું!, પણ કાળા વાળ ઘણા ઓછા હતા! 'બાયડીઓએ માથું હોળ્યું હશે!' સાથે કાચની સુંદર બરણી ભાંગી ગઈ હતી, તેના કાચનાં ટુકડા પણ હતા અને બાકીના કચરામાં કટાઈ ગએલી ઘડીઆળના યંત્રની જુની કમાન અને બે-ત્રણ કટાયેલા ખીલા અને એકાદ સ્ક્રૂ પણ કોઈની યે અનુકંપાને આકર્ષવાની પરવાહ કર્યા વિના પડ્યા હતા!

રતિલાલે એના પર ખાસ ધ્યાન ન આપ્યું એ તો ચાલ્યો !... ધુળવાળો કચરો એના મો આગળ આવ્યો–અથડાયો ! એણે દરકાર ન કરી. પણ એથી એને ખેત્રણ જબરજસ્ત છીંક આવી. એણે છીંક ખાઇ લેવાનું સાહસ પણ કર્યું !...કરી લીધું ! એ બીજું શુ કરે? છીંક ખાધા સિવાય છૂટકો નહોતો !

(૩)

જિંદગીમાં પહેલી જ વાર નોટિસના આઘાતને રતિલાલે દૂર રાખવાનો પ્રયાસ કર્યો આઘાતોથી ટેવાઇ ગયેલા એના હૈયાએ આ નોટિસથી અને હવે આવી પડનારી બેકારીથી ઉભી થનારી કપરી પરિસ્થિતિના વિચારને બહુ ઝાઝી વાર હૃદયને હેરાન કરવાની છૂટ ન આપી: અને એથી આ આઘાત પણ અપમાનિત થઇ દૂર ખસી ગયો.

રતિલાલને જિંદગીમાં આ ક્ષણ કંઇક જુદી જ જણાઇ ! ઘડી પહેલાં જ એણે છીંક ખાધી હતી !... ઘડી પહેલાં જ એણે કચરામાં વૃધ્ધ અને જુવાન સ્ત્રીના પડેલા વાળના ગુચળાને ગટરમાં પડેલાં જોયા હતા ! .. ઘડી પહેલાં જ એણે ઉંદર અને બીલાડીનું દૃશ્ય નીહાળ્યુ હતું !... એ બધુ એને યાદ તો આવ્યુ અને એની મનોભૂમિ થોડીક પળોમા બદલાઇ ગઇ !

એ ચાલ્યો ! આગળ અને આગળ !...ક્યાં?... એનું તો એને પોતાને ભાન નહોતું. પણ અત્યારે એ વાસ્તવિકતાથી દૂર સરી જવાનું વધુ પસંદ કરતો હતો, એમ એનો દીમાગ એની વર્તણુક દ્વારા છતો થતો હતો !

થોડુક ચાલ્યો હશે ત્યાં તો પાસેની ગલીને નાકે આવેલી એક ઈરાનીની મુસ્લીમ હોટેલના ખુણામાંથી રેડિયો–ગ્રામોફોન સુરો કાઢતું હતું:

'હા રે સૈયાં! લગી તેરી નઝરીયાં!
તેરી કાતિલ કટારિયાં!
તેરી રંગીન પીચકારિયાં!
હા રે સૈયાં!
દર્દે દિલ મીટાતે હૈ હમ ગમ ખા કર
શબે વસ્લ કાટતે હૈ હમ શરાબે અશ્ક પી કર!
હાં રે સૈયા લગી તેરી નઝરીયાં!
હાં રે!... . .

રતિલાલે રતિલાલને પૂછ્યું 'કેમ કંઇ સમજે છે? 'દર્દે દિલ મીટાતે હૈં હમ ગમ ખા કર!'.. હવે શું કરવું?'

'કંઇ ફિકર નહિ!...તું યે તારું દર્દ ભુલાવી દેને!'

'હા!...ચાલ ભાઈ રતિલાલ તૈયાર થઇ જા!... ભુલાવી દે એ બધું!'

અને ત્યાં તો લગડો બત્તીવાળો જૂના જમાનાની, પ સેથી સાકડી ગલીને નાકે આવેલી ગેસની બત્તીમાં તેજ પૂરી ગયો... હર્ષમા આવેલા સામેના ટાવરની ઘડીયાળે રાતના સાત વાગ્યાના ટકોરા બજાવવા પહેલાંનું થોડુંક પ્રાસ્તાવિક સંગીત છેડ્યું!

પણ વળી પાછી એ નોટીસ!...એની પત્નીની પીડા!...અશોકનો આર્તનાદ!...કોકિલાની કારમી કીકીયારી...! અને તે પછી મકાનવાળાની ઘર ખાલી કરવાની ધમકી!...દાણાવાળા અને ડાક્ટરની પણ તેમના પૈસા ચુકવી દેવાની તાકીદો!...આ બધું એની નજર સામેથી ઝડપથી પસાર થઇ ગયું...પણ પેલી નઝાકતાભરી રેકર્ડનું ગીત તેના મગજમાથી ખસતુ ન હતું.

'દર્દે દિલ મીટાતે હૈં હમ ગમ ખા કર!'

એ ચાલવા લાગ્યા!—વધુ ગતિથી!—વેગથી! આજની રાતની રોશનીમાં એણે ગમે તે રીતે ગુલાબી રંગ શોધી કહાડ્યો!...દુનિયા બધી ગુલાબી છે! બસ! બધે ય આરામ!—ચેન!...એશ છે! 'ચાલો,

આપણે યે એ ગુલાબી રોશનીમાં ગાયબ થઇ જઇએ!'

પણ આ ક્યો રસ્તો આવ્યો? આ કઇ ગલી આવી?' રતિલાલે ઘણી વાર એના દોસ્તોને મુખેથી સાભળ્યું હતું કે આ રસ્તા પર તો બદમાશી રમતી હોય છે!...આ રસ્તા પર ગુનો ઘુમતો હોય છે!... આ રસ્તા પર ખુબસુરતીના મ્હોરની શમાઓ જલતી હોય છે!.. આ શમાની આસપાસ કેટલા ય પરવાનાઓ થોડીક પળો માટે જલીને પાછા 'હોશ'માં (શુદ્ધિમાં) આવતા થોડાક પૈસાથી પરવાના મેળવી લઇ લે છે! અને આ રસ્તા પર જ પાનની પીચકારીઓ, પગના ઠેકા, તબલાના તાલ અને મેંદીથી રંગેલી પાનીઓ અને ઝાંઝરના ઝણકારાના સૂર રાસ લેતા હોય છે!

બીજાઓને જે રીતે એવો સાદ ગમે છે તે રીતે રતિલાલને એ જિંદગીનો સાદ ગમ્યો! તેણે એ સાદ સાભળ્યો! આવકાર્યો યે ખરો! પદ્માને નાનકડા અશોકને અને કોકિલાને ભૂલી જઇને.

આ રસ્તા પરથી સંભળાયેલા સાદને આવકારતાંની સાથે જ એણે ઉંચે જોયું!...જલદ રોશની નીચે બેઠેલી એ ઓરતને એણે જોઇ. 'પફ્—પાવડર' અને 'લીપસ્ટીક'થી અને મેલી પણ સુંદર દેખાતી ખુબ જ જરીયાન લેસના મોટા પટ્ટાવાળી સાડીથી એણે રાતના હસ્સાને બહેલાવ્યો હતો. આંખોમાં કાળી મેશ કરતા રાતની ગુલાબી નશાના સુરમાને આંજીને એણે ખુબસુરતી પર ઓપ ચઢાવ્યો હતો: આમ એણે એના જોબનની શમા જલતી રાખી હતી!

રતિલાલે એના નયન જોયા!..અને તેને પેલું ગીત ફરી યાદ આવ્યું: 'હા રે સૈયા લગી તેરી નઝરીયા!...કાતિલ નઝરીયા!'

આહ! એ કાતિલ નઝરીયાથી શા માટે કપાઇ ન મરવું? શા માટે ઘાયલ ન થવું?...કેટલી મઝા આવે?' રતિલાલે પહેલી જ વાર વેદ્યાગીરીને વિદાય આપી!

બધું મનોબળ એકઠું કરીને, ગમે તેમ કરીને રતિલાલે પેલી બારીમાં બેઠેલી ઓરતને બરાબર જોઈ લીધી· અને આંખના પલકારામાં એણે એ ઓરતના ઘરના દાદરને પકડી લીધો!

પાનની પીચકારીઓથી ભરેલા જૂના દાદરના પગથીયાંના ખૂણાએ, દાદરના ઉપલા પગથીયાના કઠેડા પર ઉભેલી એક સ્ત્રી અને તેની અદા, અને ત્યાં પથરાઈ રહેલી 'બીર' અને એવા બીજા શરાબની 'ખુશ્બુ'એ રતિલાલને 'આવકાર' આપ્યો! પણ પેલી સ્ત્રી ક્યાં હતી? .. દાદર ચઢીને ઉપર આવ્યો ત્યાં તો આયા જેવી એક અણઘડ અને કદરૂપી સ્ત્રીએ–ઘાટણે એને કહ્યું, 'આઈએ શેઠ!...ચલા આઈએ!'

એ અંદર ગયો!...એ જ તે સ્ત્રી હતી! એ જ તે ઓરત હતી! સામે એક પલંગ વધુ પડતા શણગારથી–ગંદી રીતે શોભતો હતો! વચ્ચે એક ટીપાઈ અને તેની આસપાસ બેચાર ખુરશીઓ પડી હતી ખૂણામાં જૂના જમાનાનું 'ચુડીવાળું' ગ્રામોફોન પડ્યું હતું! પલંગ જે દીવાલની અડોઅડ હતો તે દીવાલ–પર પુરૂષની લાગણીઓને ઉશ્કેરે એવાં ચિત્રો હતા–જપાની સ્ત્રી સ્નાન કરતી હતી એક નગ્ન સ્ત્રી એક બગલાની પાંખમાં પોતાની નગ્નતા છૂપાવવા મથતી હતી!... રતિલાલે એ બધું જોયું અને પછી પેલી ઓરતના ચહેરા તરફ નઝર ફેંકી.

'આઈયે શેઠજી!' ઓરતે હમેશનું આવકારવાક્ય ફેંક્યું.

રતિલાલે પોતાની આંખો 'ઠીક' કરી· દિલ પણ 'ઠીક' કરવા પ્રયત્ન કર્યો! એ ઓરત જવાન હતી કે જવાની એને છોડી જવાની ધમકી આપતી હતીઃ એટલા માટે જ એણે કસકસીને બાંધેલું યૌવન નાસી જવા થોડુંક બહાર ડોકીયું કરી રહ્યું હતું! રતિલાલે આંખોને અટકાવી તો યે તે ત્યાં ઠરી. ધ્રુજતે હૈયે એ ખુરશી પર બેઠો. પેલી સ્ત્રીએ પાછળથી આવી ગળે હાથ નાખ્યો–અને પછી છણકો કરી એની સામે આવી ઊભી રહી.

'ક્યા સોચતે હો? આરામસે બયઠોના!'

રતિલાલે વિચાર્યું કે આ ઓરત બીજી ઓરતો કરતાં કેટલી 'મીઠી' અને 'માયાળુ' છે? કેટલી સલુકાઇવાળી છે!...કેટલી 'સભ્ય' છે?...એણે પુસ્તકોમાં વાંચ્યું હતું કે આવી સ્ત્રીઓ, વેશ્યાઓ ઘણી ય બદમાશ નીચ અને લુચ્ચી હોય છે! પણ એ વાતને એનો અત્યારનો અનુભવ જુઠી ઠેરાવતો હતો.

...એણે ગજવું તપાસી જોયું, પાકીટ બહાર કાઢીને નહિ: પણ મનને ખીસ્સામાં મોકલીને!

રતિલાલને તેના જીવનમા પહેલી જ વાર કોઇક 'શેઠજી! 'માલીક' તરીકે સબોધી રહયું હતું–પણ એ તો કેટલુ દંભભર્યું. કેટલુ પોકળ કેટલું છીછરુ અને લાગણીવિહોણું હતુ?...પણ એ તો બધા લેખકો માટે જ!...રતિલાલના હૃદયને તો એમાં 'સચ્ચાઇ દેખાઈ. પછી ભલે એ ઓરતનો ઈરાદો જુદો જ હોય!

'કહાંકી રહેનેવાલી?' રતિલાલે હિમંત કરી પુછ્યુ

'સાબ! કશ્મીર કી'

'સા'બ! કશ્મીરકી?...તો યહા કયસે આઇ?'

'જનાબ!...પેશા...'

'હાં; યે પેશા તુમને કિશ લિયે શરૂ કીયા?'

'જનાબ! મેરે પાસ બડેબડે લોગ આ ચુકે હય. મયને,બડીબડી શરાફત કી બાતે સુની હય ..લેકિન...! જાને દો...!! મેં જાનતી હુ ખૂબખૂબ! ..યે સબ હય પેટકે લિયે!'

'લેકિન...તું'...તુમ દુસરા ધધા ભી કર સકતી હો,'

જનાબ! એક વખ્ત જો યે રાહ પર આ ગઈ તો મંય દુસરે રાહ પર કભી નહિ જા સકતી! મૈને ખૂબ સોચા હય! બહુત કુચ્છ સમઝા હૈ...બાતેં બનાને જીતના વો આસાન નહિ હય! ખયર! જાને દો!'

રતિલાલે આ ઓરતની જિંદગી પ્રત્યેની એક જાતની નિર્મોહિતા, એક પ્રકારની લાગણીવિહોણી દોસ્તી અને જિંદગી પર દયા કે તરસ

ન ખાવાની એક જાતની વેવી ઉદારતા જોઈ–બરાબર જોઈ!

એના શરીરે પરસેવો વળ્યો હતો!...એનું મો લાલ–લાલ થઈ ગયુ હતુ!

'જના'ા!' પંખાને સ્વીચ મળવાથી ગતિ આવી.

અને રતિલાલ વિચારમાં પડી ગયો–ખુબ ખુબ! ઊંડા ઊંડા! ...જીવનના અટપટા પ્રશ્નો વિષે વિચાર કરવાનું એને આવે સમયે કેમ સૂઝયુ હશે? ઘણી યે વાર એ કપરી અને કટોકટની પરિસ્થિતિમાંથી પસાર થતો ત્યારે એને કંઈ સૂઝતુ નહિ. પણ આજે આવા સંજોગોમા પેઢી પરથી નોટીસ લઇ, બેકારીની 'ટીકીટ' લઇ આઘાતને સોધો કરી નાખીને, નિશ્વાસો નાખ્યા વિના એ આ ગલીમાં આવી પહોંચ્યો હતો અને આ ઘરનો દાદર ચઢી ગયો હતો!...જયાં એણે નફરત કલ્પી હતી, જયા એણે નીચતા કલ્પી હતી ત્યાંથી એને કૈંક જૂદુ જ જડી આવ્યુ!

o o o

જ્યારે એ ઓરતે પોતાની ચોલીને ફરી વાર પહેરવા માંડી ત્યારે તેણે રતિલાલને પૂછ્યુ:

'શેઠજી! આપકી બીબી હય?'

'હા, થી...!'

'વતન ગઈ હય ક્યા?'

'નહિ?'

'તબ?'

'મર ગઈ!...વહ મર ગઇ!'

'ક્યા વહ મર ગઈ? જનાબ! બડી બૂરી બાત!' એના ચહેરા પર શોક દેખાયો!–દુઃખ દેખાયુ!...

જરા વાર રહી એ ઓરતે ફરી પૂછ્યુ 'વહ ખૂબસૂરત હોગી, જનાબ?'

'હાં, વહ ખૂબસુરત થી!'

રતિલાલે નોકરી છોડવાની નોટીસથી નિશ્વાસ નહોતો નાખ્યો– અહિં આવતાં પહેલાં પદ્માનુ દુઃખ, કોકિલાના કરૂણુ રૂદનપડઘા, અશોકના અસંખ્ય દુઃખપૂર્ણ ઉમળકા એને સ્પર્શી શક્યા નહોતા!... પણ જલદ રોશની નીચે બેસનારી રૂપની બઝારમાં જોબનની હાટડી માંડનારી આ સ્ત્રીના, એની બેબીના મૃત્યુની વાત સાંભળીને છોડેલા એક ઉંડા નિઃશ્વાસથી એને હૃદયમા ઠેસ થયુ. એને થયુ કે આવી સ્ત્રીઓને પણ કોઈક લાગણીથી આઘાત પહોચે છે ખરો!

એ અચાનક ઉભો થયો!

'ક્યું, શેઠજી?'

એણે દરવાજા તરફ પગલાં માંડ્યાં

'ફિર જરૂર આના–' કહી રતિલાલ તરફ એ ઓરતે એક મીઠું સ્મિત રવાના કર્યું.

એ ગયો!...એની પાછળથી બત્તીની રોશની ફરી નાચી ઉઠી!.. એ ઓરતે 'પફ–પાવડર–લીપસ્ટીક'નાં ચુંબન કરીને ફરી બારી પાસેની ઉંચી ખુરશીમા ઝુકાવી દીધું!

(૪)

રતિલાલને ખબર નહોતી કે એના પગ એને કેટલે દૂર લઈ આવ્યા હતા! જે રસ્તાને તેણે અને તેણે વાંચેલા બીજા પુસ્તકોએ 'નીચ' અને 'કમીનો' ધારી લીધો હતો. એ જ રસ્તા પરથી એને કૈંક જડી આવ્યુ!...એને ત્યાંથી એક 'જીવન' જડી આવ્યુ! જાણે એને ખરેખર કોઈક કિંમતી વસ્તુ મળી આવી હોયને એવી સાચી ભાવના કે પછી ભ્રમણા સેવતો એ આગળ ને આગળ ચાલતો હતો.

'તું ત્યાં શા માટે ગયો હતો?' રસ્તા પરના રતિલાલને અંદરના રતિલાલે પૂછ્યું.

'કાં, એમા શું થયું?'

'પણ નાહક પૈસા બગાડ્યા!'

'એથી મને ફાયદો થયો! રોજરોજનાં દુઃખ મારાથી સહન નથી થતા! પદ્માને હું જરૂર ચાહુ છુ. અશોક...કોકિલા શું માગ

સતાનો નથી? ત્યા તો મને વધુ દુઃખ થાય છે!'

'તુ કાયર છો! જીવનની વાસ્તવિકતાનો સામનો કરવાની તારામાં તાકાત નથી.. એટલે...'

'ભલે એ કાયરતાને લીધે હું ત્યાં ગયો! ..ભલે એ કાયરતા મારા દિલમા વસી! એની કાયરતા અમર રહો!.. એ કાયરતાએ મને જીવતો રાખ્યો, નહિતર હું આવતી કાલનાં અખબારોની ખબરમાં એક સરસ બનાવ તરીકે રજુ થાત .'બેકારીને લીધે, કૌટુમ્બિક કંગાલીયતને લીધે એક યુવાને પીધેલું ઝેર!' આવાં 'હેડીંગ' હેઠળ દુનિયા બધી મારા આપઘાતના ખબર વાચત!

'પણ આવો નાહકનો પોકળ આભાસ, આવી છેતરપીંડી, આવી સતાકુકડી રમત ક્યા સુધી?'

'જ્યા સુધી શાંતિ અને સુખ ન મળે ત્યાં સુધી મારા જેવાઓ માટે આ જ છે .તુ તો વેદીયો છે! બંધ કર તારો આ નીતિ-અનીતિનો લવારો!'

એ ખૂબ દૂર નીકળી આવ્યો હતો...... પછી ટ્રામમાં યે બેસી ચૂકયો હતો! ટ્રેઈનમાથી ઉતરીને પોતાના ઘરની ઓસરીમા જયારે તે આવી પહોચ્યો ત્યારે અંધારા ખુણામાથી કુતરાઓ ભસતા ભસતા તેની સામે આવ્યા!

તેણે પોતાના ઘરનુ કમાડ ખખડાવ્યું. અંદરથી કંઇ જવાબ જડયો નહિ

એણે જોરથી ધક્કો માર્યો! બારણું ઉઘડી ગયું! એક ખાટલા પર તેની સ્ત્રી પ્રાણવિહિન દેહ સાથે નિશ્ચેતન પડી હતી! પાસેની ચોકડીમા સવારનો એંઠવાડ એમનો એમ પડયો હતો! બે ઉંદરોએ પોતાનું રાત્રિભોજન શરૂ કર્યું હતુ!

પન્નાના ચેતનહિન દેહની પાસે જ અશોક સુતો હતો...પણ થોડીક જ પળો વીતી નહિ હોય ત્યાં તો કોકિલા જાગી ઉઠી! એણે એનું કારમું રૂદન શરૂ કર્યું....અશોકે એમાં સાદ પુરાવ્યો!

રતિલાલે બારણુ ખોલી નાખ્યુ. 'જરા હવા તો આવવા દો!' એ બબડયો!



# કો'કનો બેટો !

ગંગા નદીના તીર પર ઠંડી બેફામ બની રખડતી હતી. એની પાંખોની હડફટમાં જે આવતું એને એનો ફટકો પડતો: ગુરૂવો આજે ત્રણ દિવસ થયાં બેકાર, બેઘર અને બેચેન હાલતમાં ગંગાને તીરે આવેલા મંદીરની પાસેના એકાદ બખોલિયામાં કોઈ ન જુએ તેમ ભરાઈને પડયો રહેતો હતો. પણ કોઈ માનવીની આંખો એને ત્યાં ટુંટિયું વાળીને જામી ગએલો દેખી લેતી અને એને ત્યાંથી વિદાય લેવી પડતી. અને ઠંડીના ચાબખા સહીને કોઈ બીજા ઝાડની બખોલનો આશરો શોધવા બહાર નીકળી રખડવું પડતું.

બનારસના રાજમાર્ગ પર ગુરૂવો ખૂબજ રખડી આવ્યો હતો. જ્યાં ગયો ત્યાંથી એને કામ આપવાની સાફ ના મળી હતી. આજે આઠ દિવસ થયા એણે પોતાનો ફાટેલો ડગલોયે વેચી નાખ્યો હતો. પણ એને ખાવાનું કોણ આપે?

કારમી કકડતી ભૂખે એના પર સવારી કરી હતી. એની આંખમાં અંધારા ઘેરાતાં હતાં. એ ચાલ્યો. ખુબ ખુબ ચાલ્યો શહેરની ધરતી રસ્તાના પગથારો અને મોટી હવેલીઓના અને સુવર્ણ કળશે શણગારેલા દેવ મંદિરોનાં પડછાયા પરથી પણ એ પસાર થઈ ચૂક્યો—અને એના પગ એટલું ભટકી ચૂક્યા હતા કે હવે એની

આંખોમાં અંધારા વેરાતા હતા!... પગમાં આગળ ચાલવાની તાકાત હતી કે કેમ, એ એને માટે સવાલ હતો.

પણ ગુરૂવો હતો કોણ?

એક ભિખારી? એક ભંગી? . એક ભામટો!... એક રખડેલ, નાચીઝ છોકરો!...

એ જાણતો હતો કે જીવલો ભંગી એનો બાપ હતો પણ જીવલાએ જ્યારે એને સાફ સાફ સુણાવી દીધું કે "તુ તો અમને જડી આવ્યો છે..." અને અમારો સગો દીકરો નથી!..." ત્યારે એ વિચારમા પડી ગયો હતો! ..કોનો દીકરો હતો એ?...પણ ગમે તેનો દીકરો હોય તો તેથી શુ?.. એને તો ભૂખ લાગી હતી!

એને ખબર નહોતી કે એનો બાપ કોણ હતો, એની મા કોણ હતી! .એ પોતે હવે એટલુ જ જાણતો હતો કે જ્યારે એને સમજ આવી ત્યારે જીવલા ભંગીએ એને રાખ્યો હતો. રોજ રોજ એ કચરા અને કાદવના ઢગલા પાસે બીજા નાગાપૂંગા છોકરાઓ સાથે રમ્યા કરતો હતો!...અને આજે અચાનક જ એનું દિલ એને પૂછી રહ્યું હતુ કે એને કોણે જન્માવ્યો?...એના માબાપ કોણ અને જીવલાને એ કેવી રીતે જડી આવ્યો?

જીવલા ભંગીએ આખરે આસ્માન સામે ઊંચા હાથ કરીને, જાણે કોઈ લાગતા વળગતાને સંભળાવતો હોય ને તેમ પુકાર્યું. "હે ભગવાન!. .હવે આ ગુરૂવાને અમારાથી પોષી શકાય તેમ નથી! અને મજૂરી મળતી નથી, વળી એ પૂરી ભીખ પણ માગી આવતો નથી...અહિં ક્યાં એક પાઈ પણ અમને વધારાની મળે છે?...અને આમ બેકાર જેવો રખડયા કરે છે...! ..એને પોષવાની અમારામાં શક્તિ નથી!"

-અને તેણે ગુરૂવાને કહી દીધુ.

—"ગુરૂવા! ભાઈ! તું ચાલ્યો જા! —જા, અહિંથી. તારું પૂરું જ્યાં સુધી અમારાથી થતું હતુ ત્યાં સુધી

નું ! હવે વખત આવ્યો છે...તું તારું રળી ખા !

"પણ બાપલા હું જાઉં ક્યાં?"

"ભાઇ મારે છ સાત છોકરાં છે! મેં તને ખુબ પોષ્યો—મોટો કર્યો હવે મારામાં શક્તિ નથી. તું તારું ફૂટી ખા બાપુ!"

"પણ તમે જ મારાં મા–બાપ છોને?" ગુરૂવો કંગાલિયતથી બોલ્યો.

"ભાઇ! અમે તારાં સાચાં મા–બાપ નથી!"

તેણે આકાશ-સામે જોયું

"હેં?...સાચે જ"

"હા! ભાઇ!"

"ત્યારે મારાં સાચાં મા–બાપ કોણ?"

ગુરૂવો એની ફાટી આંખે જીવલાને જોઇ રહ્યો.

"તારે જાણવું છે?...તો ભલે, સાંભળી લે...તું નાનકડો બાળક હતો—માના ઉદરથી આવી તેં આ દુનિયાની હવાનો પહેલો શ્વાસ લીધો ત્યારથી મેં જ તને ઉછેર્યો છે...એ બરાબર છે; જો!... પણ મને એ ઘડી બરાબર યાદ છે! એ રાત હતી...ખુબ ખૂબ વરસાદ વરસતો હતો...વીજળીના કાટકા થતા હતા અને અમે જ્યાં રહીએ છીએ એ પતરાની છાપરીઓનું છાપરૂં જ ઊડી જશે, એમ લાગતું હતું !

અને આ વડ જાણે હમણાં જ અમારી ઓરડી પર તુટી પડશે?...તારી બા—એટલે રૂપલીની બા!...આજે તો એ ક્યાં છે? મને ખાતરી છે કે જો એ હયાત હત તો તને આમ રખડવું ન પડત!...પણ...હું શું કરું?...મારે આમ કરવાની ફરજ પડે છે!...મારાથી આખા કુટુંબનું પુરૂં થતું નથી!...એ નાનકડી ઓરડીમાં...હું તારી બા...નાનકડી કીકી, રૂખલી, રૂપલી બુધવો, ગોપાળીઓ, લછમી, મોંઘલી, અને આપણા પ્રેમાકાકા...એ બધા ય છવો નાનકડી ખોલીમાં ગોંધાયા હતા...અને ટાઢ તો—!

તેમ અમારી ઓરડીને અમે સૂકી રાખવા મહેનત કરતાં હતા...

'ગામના કચરામાંથી વીણી લાવેલા કાગળિયા અને લાકડાને અમે ભાંગેલી એક સગડીમા બાળતાં હતા: છાપરામાંથી પાણી ગળતુ હતું. અને આપણી આ નાનકડી છોડી તારી બાના પેટમા હતી: હજી સાતમો મહિનો ચાલતો હશે અને તે વખતે ઓચિંતોજ વરસાદ રહી ગયો. પણ એકાએક મોટુ પતરું જે અમારા દરવાજાની પાસે પડયું રહેતું તે ફસડાઇ પડતાં એની હડફટમા કોઇ આવી ગયું એટલે તેનો ખૂબ મોટો અવાજ થયો. મારામા તો બહાર જવાની હિંમત નહોતી. ટાઢ કહે...મારું કામ!...પણ તારી માનો જીવ ન રહ્યો. 'બહાર કુણ સે?' એમ કહેતાં કને એ ગઇ. મેં ના પાડી... એલી તને સાતમો મહિનો હાલે છે અને તું જા'શ મા!—પણ એ તો ગઈ...બારણું ઉઘડયું અને પવનના સુસવાટાએ ઝાપટ મારી. નેવા પરથી પડતું પાણી અમારી પથારી પર ઝાલક મારી ગયું... રૂખલી જાગી ઊઠી. મેં એની પીઠ પર હાથ ફેરવવા માડયો—હુઇ જા હવે અને તારી એ બા તો ગઇ...

'ગુરૂવા!...તું હમણાં સમજણો થયો છ!...જો, બરાબર સાંભળ!...બહાર કચરાનો ઢગ તો હતો: એલા કારકુનો રે છેને એ આખીયે ચાર ચાલીનો કચરો અહિં ભેગો થાય છે. એની પાછળ વિશ્વનાથજીનું મંદિર છે—બાપુ! આપણાથી તો ત્યાં જવાય જ કેમ? એ સોટા મારી નાખેને!...આપણે કઇ મનખ છીએ!

...અને આખા શે'રનો એ ઉકરડો...આપણા આ ઘરની પાસે જ હતો....હમણાં વળી મનસીપાલીટીએ કચરાની બીજે ગોઠવણ કરી છે તોયે કેટલીક ચાલીવાળા અહિંજ કચરો નાખી જાય છે...એ ઉકરડા પર!...આજથી કેટલાંક વર્ષો પહેલાં...તારી ઉમર મને યાદજ નથી. હશે, બાર ચૌદ વરસ...એ જ ઉકરડા પર ગોદમાં તું બેઠો' તો!...

તેમ અમારી ઓરડીને અમે સૂકી રાખવા મહેનત કરતા હતા...

'ગામના કચરામાંથી વીણી લાવેલાં કાગળિયાં અને લાકડાંને અમે ભાંગેલી એક સગડીમાં બાળતાં હતા : છાપરામાંથી પાણી ગળતુ હતું. અને આપણી આ નાનકડી છોડી તારી બાના પેટમા હતી હજી સાતમો મહિનો ચાલતો હશે. અને તે વખતે ઓચિંતોજ વરસાદ રહી ગયો પણ એકાએક મોટું પતરૂં જે અમારા દરવાજાની પાસે પડયું રહેતું તે ફસડાઇ પડતાં એની હડફટમા કોઇ આવી ગયુ એટલે તેનો ખૂબ મોટો અવાજ થયો. મારામા તો બહાર જવાની હિંમત નહોતી. ટાઢ કહે...મારૂં કામ !...પણ તારી માનો જીવ ન રહયો. 'બહાર કુણ સે ?' એમ કહેતાં કને એ ગઇ. મેં ના પાડી... એલી તને સાતમો મહિનો હાલે છે અને તું જા'શ મા !–પણ એ તો ગઈ...બારણું ઉઘડયું અને પવનના સુસવાટાએ ઝાપટ મારી નેવા પરથી પડતું પાણી અમારી પથારી પર ઝાલક મારી ગયું. . રૂખલી જાગી ઊઠી મેં એની પીઠ પર હાથ ફેરવવા માંડયો–હુઇ જા હવે અને તારી એ બા તો ગઇ...

'ગુરૂવા ! તુ હમણાં સમજણો થયો છ !...જો, બરાબર સાંભળ !...બહાર કચરાનો ઢગ તો હતો ' એલા કારકુનો રે છેને એ આખીયે ચાર ચાલોનો કચરો અહિં ભેગો થાય છે. એની પાછળ વિશ્વનાથજીનુ મદિર છે–માપુ ? આપણાથી તો ત્યા જવાય જ કેમ? એ લોકો મારી નાખેને !...આપણે કઇ મનખ છીએ ?

...અને આખા શે'રનો એ ઉકરડો...આપણા આ ઘરની પાસે જ હતો...હમણાં વળી મનસીપાલીટીએ કચરાની બીજે ગોઠવણ કરી છે તોયે કેટલીક ચાલીવાળા અહિંજ કચરો નાખી જાય છે...એ ઉક પર !...આજથી કેટલાંક વર્ષો પહેલાં...તારી ઉમર મને યાદ જ હશે બાર 'ચૌદ વરસ....એ જ ઉકરડા પર ગોદમાં બેઠો' તો !...

હાથમાં એક પોટકું હતું_ એ મેઘલી રાતઃ પવનના સખ્ત સુસવાતા વાયરા!...આકાશમાં વીજળી ઝબુકતી હતી પાણીના ખળખળ વહી જવાનો અવાજ—ડ્રાઉ.. ડ્રાઉ ...ડ્રાઉં'...એ દેડકાંનો અવાજ હું આજે યે મારા કાનમાં સાંભળી રહ્યો છું. વડલાની ડાળીઓ અને પાંદડાં પવનના સપાટાથી વાતાવરણને જરાક ભારે અને ભયંકર બનાવી દેતા હતા—અને તારી બાએ, સાંભળ!...એને સાતમો મહિનો ચાલતો હતો છતાં યે—વરસતે વરસાદે એને જોઈ લીધી!..."

"એને કોને? ગુરૂવાએ વચ્ચે આવેશથી પુછ્યું."

"તા...ત... ત...તારી...માને"

"શું?"

"તારી માને?"

"મારી માને?"

"હા..."

"પણ મારી મા વળી કોઈ?"

"ગુરૂવાના ચહેરા પર ન સમજાય એવી આશ્ચર્યની છાપ હતી.

"તારી મા!...તને જેણે પોતાના ઉદરમાં નવ માસ સુધી જાળવ્યો. પોષ્યો—અને પછી તજી દીધો..."

"હેં!..."

"હા."

"હા, તારી માને રૂપલીની બાએ બરાબર દીઠી—અને તે એક પોટલાને ઉકરડાની બાજુમાં એક બખોલમા મૂકી દે છે...અને આસપાસ જુએ છે...અને કોઈ જોતું તો નથી ને?...એવા ભાવ એના મો પર બરાબર દેખાય છે!... ફરીવાર એ આસપાસ જુએ છે... થોડીવાર ઊભી રહી અને એ ચાલતી થાય છે, પણ એના પગ પતરા પર પડવાથી અવાજ થાય છે... એ ચમકે છે...ફરી આસપાસ જુએ છે...અને તે ચાલવા માંડે છે .." જીવલા ભંગીએ શ્વાસ લીધો

"પછી?" અધીરાઈથી ગુરુવાએ પૂછ્યું.

"અડધી રાત વીતી ગઇ હતી...અને જ્યારે એ ઓરત પાછી જતી હતી ત્યારે જ એણે રૂખલીની બાનો અવાજ સાભળ્યો–

"–ઊભા રીયો બાઇ? અહિં શુ મુકી જાવ છો?" અને તે જ વખતે વીજળીનો એક જબ્બર કડાકો થયો...એક ક્ષણ જેટલા સમયમાં એ વીજળીના પ્રકાશમાં, વરસાદની આછેરી ધારાઓ વચ્ચે રૂખલીની બાએ એક ઓરતનું મો જોઇ લીધુ...

"પણ એ ઓરત કોણ હતી?" ગુરૂવાએ ફરી અકળાઇને અધીરતાથી પુછયું.

"એ તારી મા..."

"પણ એની ઓળખ...?"

"એની ઓળખ? મેં બહુ તપાસ કરી...રૂખલીની બાએ કહ્યું કે એ તો ..." જીવલો ભંગી જરાક અટકી ગયો.

તે થોડે દુર દેખાતા મહાદેવજીના મંદિર પર ફરફરતી ધજા તરફ જોઈ રહયો અને પછી તેણે ગુરૂવાની સામે જોયું અને પછી કહયું "જો...આ ધજા દીઠી?'

'હા.. એ તો મહાદેવજીનું મંદિર છે, એનું શું?"

"એની પાછળ હવેલી દીઠી?"

"હા; એ તો આપણા રાવબહાદુર રામચરણ શેઠે સ્થાપેલો વિધવાશ્રમ છે."

"એ વિધવાશ્રમની એક વિધવા..."

"હેં?"

"હા..."

"પણ એ ત્યાની વિધવા હતી એની ખબર કેમ પડી?"

"કેમ? રૂખલીની બા રોજ ત્યાંનુ' જાજરૂ સાફ કરવા જતી ત્યારે બારીમાં એ ઓરતનું મો જોતી...એણે ઘણી યે વાર મને કહયું હતું

'ત્યારે મારા બાપુ?...મારા બાપા કોણ?"

'પરમેશ્વર...' જીવલાએ ઠંડે પેટે કહ્યું

ગુરૂવાથી ઊભા ન રહી શકાયું—એ ધબ લઈને જમીન પર બેસી ગયો.

( ૩ )

આજે આઠ દિવસ થયા ગુરવો ભટકતો હતો—લોકોના એઠામાંથી એની ભૂખ સંતોષતી: ખુલ્લા આસમાન હેઠળ એ સૂઈ રહેતો—અડધો નાગોપુગો.

અને રોજ રોજ એનું દિલ પુકારી પુકારી પૂછતું, 'તારો બાપ કોણ?'. .

...એના અંદરના સંસ્કાર જીવલા ભગીથી કંઈક જુદા હતા, એ વાત એ અને હમો સારી રીતે જાણતા—થઈ ગયા હતા પણ એ શા માટે જુદા હતા, એનું કારણ હવે એને બરાબર સમજાઈ ગયું હતું

'મારો બાપ!'

'મારો બાપ!'

"ઓ ભગવાન, મારો બાપ કોણ?' એ જ વિચાર એના મગજમાં, એના દિલમાં, એના જીવનમા ડગલે પગલે અથડાતો હતો. અને એણે ફરી વાર વિચાર્યું, 'મને જનમ દેનારી એ વિધવા કોણ હશે? પણ વિધવાને કંઈ છોકરાં થતાં હશે?...કોણ જાણે...?'

અને આજે બેસુમાર ઠંડી વચ્ચે એ રખડતો હતો. એને ક્યાંથીયે ખાવાનું મળ્યું નહોતું, સખત ભુખ એને સતાવી રહી હતી. ગઈ કાલે રાતના એને સખત માર પડયો હતો...એનું આખુંયે અંગ કળતું હતું ..એક મંદિરની આડમાં સુતો હતો—બીજા ભિખારીઓની વચ્ચે. પણ એને તો ભિખારીથીયે બદતર ગણી દંહાડવામાં આવ્યો હતો—"સાળા, તું નીચ ભંગી કો!. . ઢેડ છે!... આ ભિખારીઓ તો ભગવાનનું નામ લે છે. તું તો ભંગી છે અહીં

'હે! ગંગા માઇ! અમારાં પાપ બાળી નાખજે...અને ગુરૂવો એ ભાવિકોના ટોળાં પાસે આવ્યો.

'બાપુ! કાઇ આ ગરીબને કંઇક ખાવાનું આપો–હું ભુખ્યો છુ–દુવા દઇશ–"

'ચલ હટ!!

'નીકળ અહીંથી...'

સાળા? હટ!...ગંગામાઇનુ દુધ તને અપાય?...

અને એ વખતે તેણે દુરથી બે ઘોડાની ગાડી આવતાં નિહાળી એણે આસપાસથી કેટલાક અવાજો સાભળ્યા.

'હટો!...રાયબહાદુર રામચરણ શેઠ પધારે છે. હટો!... રામચરણ શેઠ પધારે છે... નાગા બાવા અને સાધુઓને ખાવાનુ આપશે...હટો"

અને થોડીક પળો પછી હાથમાં પકવાન અને બીજી મીઠાઇઓનાં પુડા લઇ ગાડીમાંથી લબ્ધ પ્રતિષ્ઠિત દેખાતા, સ્થુલકાય શેઠ નીચે ઉતર્યા: ગુરૂવાએ ત્યાં દ્રષ્ટિ દોડાવી. એને લાગ્યું કે હવે એની ભૂખ ભાંગશે. અને એ જ વખતે એની ન જોએલી, ન ઓળખેલી "મા" યાદ આવી. એને રાયબહાદુર રામચરણ શેઠનું મુખ જોતાં જ તેને "વિધવાશ્રમ" યાદ આવ્યો!...એના ચહેરા પર કંગાલિયત, હૃદયમાં દર્દ અને શરીરમાં કળતર હતાં!..

શેઠ ગંગાને કિનારે આવી પહોંચ્યા નાગા બાવાઓ, શરીરે લઠ્ઠ બનેલા સાધુઓ અને નાગાની જમાતના સાધુઓ શેઠની આસપાસ ફરી વળ્યા ગુરૂવો પણ એ ટોળાની અંદર ઘૂસ્યો.

શેઠ બધાને પુડાઓ આપતા હતા. પડીઆ ભરી ભરી "દાન" કરતા હતા.

"શેઠ! મને! હુ ભુખ્યો છુ–"

"હડ! હડ..." કેટલાકોએ ગુરૂવાને તિરસ્કારી મુકયો– "સાળા ભંગી છોને? દૂર હઠ!"

રાયબહાદુર રામચરણ શેઠે ગુરૂવાને જોયો. છોકરાના ચહેરા પરની કંગાલિયત નિહાળી એ દરિદ્રતામાં પણ શેઠે છોકરાનું સામ્ય મુખડું જોયું—એ જરાક ચોંકયા ખરા!...પણ બીજી જ પળે એણે ફગાવી અને તિરસ્કારથી બૂમ મારી.

"સાલા ભંગીને કાઢો અહિંથી !'

અને કેટલાક હાથોએ, કેટલાક પગોની લાતોએ એને બહાર ફેંકયો,

અને તે દૂર દૂર ગંગાના વિશાળ જળપટ પર નિરાશ વદને નજર નાખતો ઊભો રહ્યો.

"એય ઇદર આવ..." એક નાગા બાવાએ ગુરૂવાની સામે જોઇને વધેલું એઠું ખાવાનું આપતાં પુકાર્યું.

"લે...ખા!...પૈ પુકા !"

ગુરૂવાએ ! એની દરકાર કરી નહિ...એને ભુખ લાગી છતા... નાગો બાવો બબડયો.

"સાલા ! અબી તો ખાનેકા મગતા થા? ઓર અબ કયા હુઆ ?"

પણ ગુરૂવો ગંગા નદીને કાંઠે ઊભો રહ્યો. એ સ્થળે ગંગાનાં નીર શાંત હતા. એ નીલા કંચનવર્ણા પાણીમાં તેણે પોતાનું મુખ જોયું—એ મુખડું તે ગુરૂવો હતો. એના ચહેરા પર એણે ખિન્નતા નિહાળી, કંગાલિયત નિહાળી...એના જ ચહેરાને નિહાળી 'તુમ ભંગી હો !' એવો અવાજ એના હૃદયે જ પુકારીને કર્યો.

અને તે જ વેળાએ તેણે રાયબહાદુર રામચરણ શેઠનું મુખ જોયું 'નીકલ જા યહાંસે ! તુમ ભંગી હો !' એ જ ચહેરો...પણ એ ચહેરા પર કઠોરતા, ગર્વ અને ઉન્માદ દેખાતા હતા. ગુરૂવાના ચહેરા પર કંગાલિયત અને ગ્લાનિમય સૌમ્યતા હતી...

'એ જ'...એ બન્નેના ચહેરામાં સામ્ય શા માટે દેખાતું હતું ? કેટલીયેવાર સુધી તે આ ગંગાનાં પાણીમાં પોતાની તસ્વીર નિહા-

બતો શુન્યમનસ્ક જેવો બેઠો રહયો; પણ એના મૌનના પડછાયામાં એને રામચરણ શેઠની તસ્વીર શા માટે દેખાતી હતી?

અને એ વખતે ગંગાને કિનારે ભાવિકોનાં ટોળાની વધુ ને વધુ ભીડ જામતી હતી. ઘાટ પરથી ઊતરી આવતા અનેક ભાવિકોના ટોળામાંના કોઇ એકની લાત ગુરૂવાને લાગી. પણ એ તો એની જ તસ્વીર નિહાળી રહયો હતો ગયબહાદુર રામચરણ શેઠનો સખ્તાઇ, કરડાકી અને ધિક્કારભર્યો ચહેરો હજી એની આંખમાંથી અદ્રશ્ય નહોતો થયો.

અને ગુરૂવો એક લાત વાગવાની સાથે નીચે પાણીમાં ઉથલી પડયો.

'હર હર ગંગે !...જય વિશ્વનાથ...જય શંભો !' ના પોકારોમાં ગંગાના નીરમાં કુદી પડતાં ભાવિકોના ટોળા વચ્ચે ગુરૂવો કયાંક અદ્રશ્ય થઇ ગયો.

અને ભાવિકોના અવાજ ગંગાના ઘાટના વાતાવરણને ઘોંઘાટભર્યું, બદસુરત અને મલીન બનાવતા હતા.

'હે ગંગા મૈયા...તુ અમારા પાપ બાળી નાખજે...અમને પવિત્ર કરજે' અને પતિતપાવની ગંગાનાં નીલવર્ણાં નીર વહેતાં જ જતાં હતા.

બધાં બહાર નીકળ્યા પણ એમાં ગુરૂવો નહોતો.

અને જેમ જેમ સાંજના આકાશની આછી ગુલાબી છાંટને રાહતનાં અંધારાં ગળતાં ગયાં તેમ તેમ એક એક નાનકડી દીવડી ગંગાના શાન્ત જળપટ પર હવાની લહરીઓની આછેરી થરેરાટી અનુભવતી દૂરને દૂર...વધારે દૂર સરતી ગઇ...



# ૫

## 'ચિની–ચ્યાન'

મહારીની ટોપલીઓથી નાસી ગએલા કાળગચિતરા સર્પની વાંકીચૂકી અદાથી, અજવાળા અને અંધારાની કાબરચિતરી કલ્પના ઊભી કરતી એ ગલી કલકત્તા શહેરના એક ખુણામાં સળવળાટ કરતી પડી હતી. દિવસનો જ્યારે સુરજના તેજ ગંદા અને વરસાદના પાણીને લીધે શેવાળ બાઝી ગએલા, મેલા, કંગાલ, મોતને સોંપવાની અણી ઉપરના માનવીઓના હાડપિંજર જેવા મકાનો ઉપર ઢોળાતાં ત્યારે ગલીની જમીન પર, મકાનોની બારીઓ અને બારણામાંથી પડતા પડછાયાને લીધે ત્યાં એક વિચિત્ર, સાપના શરીરના રંગો જેવી, અણગમો ઉત્પન્ન કરે, થોડાક ભય અને ક્ષોભની ભેટ અપાવે, એવી ભાત પડી જતી: નીચેથી મકાનોની આસપાસની અનેક સાપોલીઆ જેવી ગલીઓમાં, સડતી ગંદકીની ખુશબુ પોતાની છડી પૂકારીને પોતાના વ્યાપતા સામ્રાજ્યની આણ જાહેર કરી જતી.

કલકત્તાની આ કાબર–ચીતરી ગલીનું નામ મને બરાબર ખબર તો નથી જ...છતા યે મારી પાસેથી થોડાક આનાનું ભાડું મેળવવાની આશાએ, એક ગૂલામ કરતાયે વધુ ગુલામી કરવા કરતાયે વધુ ગુલામી કરવા તૈયાર થયેલ માનવી જેવા કિસન રિકશા વાળાએ બતાવ્યું તે પ્રમાણે લોકો તેને કલકત્તાની એક વિચિત્ર–છતાં યે મશહૂર 'ચીનાઇ ગલી' કહેતા.

એ શહેરનો કયો ખુણો હશે, એ મને બરાબર યાદ નથી–છતાં યે એ બધું ત્યાં જ બન્યું– એ 'ચીનાઇ લત્તા' તરીકે, 'ચાઇનીઝ કવોર્ટર્સ' તરીકે પરદેશીઓની જીભે અને આંખે ચઢી ગએલી. દુનિયામાં ડોકિઉં કરી લેવાનો મને અનાયાસે મોકો મળી ગયો અહિંના કંગાલ મકાનોમાં રહેનારા પીળી ચામડીવાળા ઇન્સાનો પણ કંગાલ જ હતા દિવસના આછાં કે આકરા તેજમાં અંધારે પડેલા એ મકાનોની ગોખોમાં નીચેના ભાગમાં ઘણીખરી દુકાનો જ દેખાઇ આવતી. અને એ દુકાનો માટે, ખાસ કરીને જોડા, ચામડા અને તેની બીજી વસ્તુઓ તેમજ દાંતની બીમારી અને તેના દાક્-તરની જાહેરાત કરતાં પાટિયા ચીનાઇ લીપીમાં, લખેલા, લટકાવેલા, ત્યાં દેખાતાં. ચાર પાંચ મિનિટને અંતરે પસાર થતાં રંગીન, કાળા અને મેલા પડદાવાળી દુકાનો પર લાલ બત્તીઓ દેખાતી તેના દરેકના મુખદ્વારપર, લાલ બત્તીના ઢોળાઇ જતા ગર્તા, ખૂની અજ-વાળા હેઠળ "ફૂડ એન્ડ વાઇન!" "ભોજન અને શરાબ!" એવા શબ્દોના પાટિયા કાચની તખ્તીઓ પર લખાયેલાં નજરે પડતા.

વાંસની સળીઓથી સજાવેલા પડદાઓ અંદરથી આવતી ચામ-ડાંની અને સડી ગયેલા ઢોરની ચરબીની બદબુ, તેમજ દુકાનની પાછળ જ રંધાઇ રહેલા વિચિત્ર કિસમના ગોશ્તની નફરતની નીગેહ-બાની કરતી ગંધ ત્યાંની એક ઘરગથ્થુ વસ્તુ બની ગઇ કહેવાય· રાત્રે વાસની સળીના પડદામાંથી અંદર જલી રહેલા દીવાની રોશની, પડદાની ભાત પ્રમાણે રસ્તા પર પથરાતી.

ચીનાઇ દવાઓ!......મકાનો પરનાં નંબરો!...... કંગાલ મકાનોની કંગાલીયતની શર્તની હકિકાઇ...... રસ્તે, એટલે, માળ પર, ગેલેરીમાં બેઠેલા, ફરી રહેલા પીળી ચામડીવાળા ચીનાઇ લોકો–છોકરાં, ઓરતો અને મર્દો!...... ઠીંગુજી જેવાં એ પીળી ચામડીના પાતળા જાડા લોકોની એ દુનિયા ત્યાંથી જનારને અફીણની, શરાબની, લસણની, 'બીઅર' જેવા શરાબની 'સુગંધ' થી એક જાતનો પીળો

નશો કરાવી દેતી.

આ હતી કલકત્તાની 'ચીનાઈ ગલી!'

*

એ ગલીને નાકે હું ભૂલથી અથડાઈ પડ્યો!... ... સામે જ પાટિયું વાંચ્યું. "ટી-વાન્ગ", ... "આગ લુંગ!" .....વળી બીજું પાટિયું વાંચ્યું— 'ચાઇનીઝ રેસ્ટોરાં—ડીનર, વાઇન્સ એન્ડ ડાન્સ!" મેં મારી એ અજાણ્યા લતામાં અટવાઇ જવાની દેખાતી અસ્વસ્થતાને છૂપાવવા સીગારેટ સળગાવી પીવા માંડી : અંધારિયા ખૂણામાં મારી દીવાસળીના ચમકારાએ ત્યાંના વાતાવરણને મારી હાજરીની ખબર આપી દીધી : મેં ફરી વાંચ્યું :

'ચાઇનીઝ રેસ્ટોરાં!......ડીનર—વાઇન્સ એન્ડ ડાન્સ!'

'ટી વાન્ગ:'

'આહ મીંગ!'

'ટેઈસ્ટ ચાઇનીઝ ડીશીઝ!...ડ્રીંક ચાઇનીઝ બીઅર!...ઇટસ ગુડ!'

મે ધૂમાડાને હવામાં મોકલ્યા...તરત જ મને મારો એ ઓળખીતો રિક્ષાવાળો મળી ગયો—એની ઘુઘરી બજાવવાની અદા માટે એ જાણીતો હતો. મોટા બાલ અને ઉઘાડી છાતીવાળું એનું બદન એને ગર્વ અપાવતાં હતાં, એમ એણે મને ઘણીવાર કહ્યું હતું. મને જોતાં જ એ ઝુકી પડયો અને પોતાની હમેશની મુલાયમ ભાષાનો, પોતાનો જૂનો ગાલીચો મારી સ્હામે બીછાવી દીધો :

'માલિક! ક્યા હુકમ હય?'

'કિસન, તુ યહાં?'

'હાં, માલીક!...યહાં એક સા'બકા...!' અને પછી એ મારી સામે જોઈ, બીતો હોય ને—છતાંયે હું એને ઠપકો નહિ આપું એ રીતે હસતો જતો જોઈ રહ્યો.

'હં ! તો વહાં તો ચીની લોક માલુમ પડતા હય સબ ?' મેં પૂછ્યું.

'હાં, સા'બ !...યહી તો !' કિસને હંમેશના લહેકાને લહેરાવ્યો અને પછી ધીમેથી ઉમેર્યું", 'કહી વે તો તો ?'...સરકાર ! કુચ્છ કહીએ તો ભી ના ?'

'ક્યા કહું ?' મે ભોળો સવાલ ફેંક્યો.'કવા સા'બ !...માલીક ચાહે તો આદમી કો બુલાઉં !'

'આદમી ? ?' મે તાજુબ્બીથી પૂછ્યુ–મને થયું કે વળી આદમીને તે શુ બોલાવવાની જરૂર હતી, માર !'

"હા, સરકાર! આદમી સબ કુચ્છ કામ કર દેંગા! હમારી પહેચાન વાલા હય, સરકાર!...કુચ્છ પરવાહ નહિ; હમે હુકમ દે દો, હુઝુર !"

'અચ્છા બુલાવ ઉસે !'

મેં તમાશો જોવા માંડ્યો મારા ચીનાઈ ગલીના 'પીળા' પરિચયના નાટકના પહેલા અંકનો પડદો આ રીતે ઉંચકાતો હતો.

કિસન તો સટાક કરીને પોતાની રિકશોને રસ્તાને એક ખૂણે મૂકીને અંધારામા ક્યાંક ગાયબ થઇ ગયો.

મેં ઊંચે ઊંચે મકાનોના કંગાલ ચહેરા તરફ જોયા જ કર્યું– ગલીના ફાનસો–વિજળીની બત્તીઓ પર ફુદડાં નાચતાં હતાં–

એક મકાન ઉપરથી એક ગીતની લીટી મને અડકી ગઇઃ

'ઓમાએ શિન્નાગ તેરા એયા યાર્તાનુ !'
'ચૌતે કોનીશીતે સાકે દી નોમુ' !'

(દિલદાર ! જો કદિ માશુક તલે મૃત્યુની ગોદમાં સમાવું પડે તો તારી આરામગાહ થાય તે પહેલાં તો તારા શરીરની ખાકને હું શરાબમાં મીલાવી પી જઇશ–એમાં જ હું મારી પાક મહોબ્બતનો અંજામ જોઉં છુ.)

હજી એ મીનીટ નહિ વીતી હોય ત્યાં તો કિસન દોડતો આવ્યો 'માલીક સબ કુચ્છ ઠીક હય!'

તેની પાછળ એક પંજાબી જેવો દેખાતો, ગુલાબી તબિયત-વાળો, મજબુત બાંધાનો એક આદમી ખડો હતો: કંગાલ અને મેલાં કપડામાં એ એનું શરીર પોતાની શ્રીમન્તાઇ બતાવતું–ઉઘાડા બાલમાં નાખેલા કોઇ વિચિત્ર તેલની વાસ મને નાક પર અથડાઈ! ડાબા કાન ઉપર એણે પોણી બુઝાવેલી સીગારેટ ખોસી હતી;

"સા'બ! ઈસકા નામ હય અબ્દુલ!" અને કિસન અબ્દુલ તરફ ફર્યો. જાણે કોઇ મોટો સોદો નક્કી કરતો હોયને તેમ, જવાબદારી અને અદબથી તેણે અબ્દુલને કહેવા માડયું—

"સરકારકો અચ્છી તરહ ખુશ કરો, ઇનામ અચ્છા પાઓગે!"

"જી સરકાર! હુકમ કિજિયે–ખીદ્‌મતકે લિયે ગુલામ હાજર હૈ!" –અબ્દુલે પોતાની ઝબાન ફેંકી.

"સા'બ!...દેખો સા'બ?...જુઠ્ઠી બાત નહિ બતલાતા હું! —યહાં તો સબ!..." કહી તે અટકી ગયો અને પછી આસપાસ જોઈ તે બોલ્યો, "યહાં તો સબ 'સફેદ લોગ' હય...લેકિન આપ ડરિયે મત! ચલો ભીતર!...આપકો એક ઉમદા જગહ પે લે જાઉં!"

કિસને મને સલામ કરી.–એક પ્રૌઢ યુરોપીઅન પુરૂષ ચીનાઇ રેસ્ટોરાંમાંથી લથડીયા ખાતો ખાતો બહાર નીકળ્યો–એ ગંધાતો હતો. એના મોમાં હલકી ચીરૂટ હતી અને તે કોંક...એક અંગ્રેજી ગીત ગાતો, ગણગણતો હતો–કિસને તેની તરફ જોઇ મને કહ્યું, "સલામ, સરકાર! ઐસે લોગોંસે હમારા બ્યાપાર ચલતા હય!"

અને જતાં જતાં કિસને અબ્દુલ સામે આંગળી હલાવી કહ્યું, 'દેખ બચ્ચે! સરકારકો કુચ્છ હુઆ, ઓર તકલીફ હુઇ તો તેરી ખેર નહિ, કલ!' અને તે ઘુઘરૂ બજાવતા 'રિક્શા'માં પેલા 'પીધેલા'ને બેસાડી, પોતાની દોડવાની રીત પ્રમાણે સામેની ગલીમાં બગ ગાઇ રહેલાં અજવાળાં ભર્યાં અંધારામાં ક્યાંક અદ્રશ્ય થઇ

(૨)

'ચલો સરકાર!' અબ્દુલે મને કહ્યું 'આપ મેરી પીછે પીછે ચલેંગે!' અને હું અબ્દુલની પાછળ પાછળ ચાલવા લાગ્યો હવે તો હું ચીનાઇ મુલકમા જ આવ્યો હોઉ ને એમ લાગતું હતું. મકાનોના પહેલે બીજે માળેથી, ચીનાઇ ઓરતોનો ખડખડાટ હસવાનો અવાઝ, એમને ત્યાં ગવાતું સસ્તુ ગ્રામોફોનીયું ચીનાઇ અને અગ્રેજી સંગીત, ત્યાથી આવતા વિચિત્ર પ્રકારના અવાજો. નીચેથી આવતી બદણુ મને અડકી જતા હતા.

આખરે અમે એક ચીનાઈ મકાન પાસે આવી અટકયા. લાલ રંગના પડદા પાછળ રોશની નાચતી દેખાઇ! અંદર સઘળું શાન્ત તો નહોતુ—પણ જે અવાઝ આવતો હતો તે ઉપરથી જણાયું કે ત્યાં કોઇ યુરપીઅન ખલાસીનાં પગલાં થયા હતાં. જપાની બીઅરની, શરાબની, અને તેની સાથે તાલ દે, મીનાવટ સાધે એવી ગધ મને એ સ્થાનની પુરી પીછાન આપતાં હતાં.

'દેખો, સરકાર! યહાંપે એક અચ્છી ચીઝ હય!...સારે કલકત્તે મેં ઐયસી કહીં નહિ દેખોગે, હુઝુર!' અબ્દુલે પોતાની શરુઆત કરી.

'વહ કયા ચીઝ?'

'કયા, હંહંહં...સરકાર!...કયા ફરમાતે હય, આપ?...અઅજીજીજીજી!' અબ્દુલ ડરતા ડરતાં બોલવાનો, થોડુંક હસીને, નઝાકતથી, લખનવી ભાષાને મારી તરફ બહેલાવીને ફેંકી રહયો—અને પછી કહ્યું, 'સા'બ! કસમ ખુદાકી! આપકો અગર યહ ચીની લડકી પસંદ ન આય, તો આપકી જુત્તી ઔર મેરા સર!...સચ કહેતા હું સરકાર!'

"લેકિન કુચ્છ તુફાન તો નહી હોગાની..."મેં આંખો ફાડીને પૂછ્યું.

"મય કોન હુ?...સરકાર! આપકા બાલ બાકા હોનેકી ફીકર ન કરો!"

"કુચ્છ ગડબડ હોગી તો ?"

"નહિ. સા'બ! યકીન રખીએ, અબ્દુલ કભી જૂઠ નહિ બોલતા–વરના મય આપ જૈસે શરીફ સરકાર કે પાસ..." એટલું બોલી એ અટકી ગયો. તેજ વખતે બેચાર ખુબ શરાબ પીધેલા યુરેપીઅન ખલાસીઓ સામેના માળના દાદર પરથી ઉતરી પડયા. છેલ્લો ખલાસી દાદરાનું પગથીઉ ચુકયો–તે એકદમ નીચે ફસડાઇ પડયો–શરીરને સમાલી ન શકયો દાદરા પાસેના અંધારામાં એક ખસવાળા ડાઘીઆ કુતરાપર એ પડયો–અને કુતરાએ ત્યાં ભસીભસીને તુફાન મચાવ્યું.

"યહ સબ કયા ?...એસી જગહકો તુ અચ્છી કહેતા હય ?" મેં અબ્દુલને આ બધી ધાધલ બતાવીને કહ્યું–અને હું પાછો નીચે ઉતરવા ફર્યો.

"નહિ સરકાર!...યહ તો નીકાલ દીએ ગયે સરકાર!"

અને પછી ફરી વાર તેણે મને કુર્નીશ બજાવતાં કહ્યું. "આપ કુચ્છ ફીકર ન કીજીએગા!"...આઇએ! ઉપર તો આઇએ! તશરીફ લાઇએ!"

"તેરે પર ઇતબાર કીયા જાય ?"

"હાં, સા'બ! યકીનસે માનીયે કે યહાં તુમ મોજ ઉડાયગે!"

હું એની પાછળ પાછળ ગયો. પહેલો માળ,...એ જ દુર્ગન્ધ. પણ સ્વચ્છ સફેદ, ગુલાબી પડદાઃ વાંસની સળીઓવાળા પડદા...અને લોબાન સળગવાની ખુશ્બુ! બીજે માળે, મને છેક, છેવટના ભાગમાંના એક વિશાળ દિવાનખાનામાં અબ્દુલ લઈ આવ્યો.

'બેઠીએ, સરકાર!'–

અને તે પડદો હઠાવી અંદર ચાલ્યો.

અંદરના ભાગમાં ફરી મે ગ્રામોફોન વાગતું સાભળ્યુંઃ એક મીનીટ પછી એક સ્વચ્છ સફેદ વસ્ત્રોમાં સજ્જ થએલી ઠીંગણી પણ શરીરે સુદ્રઢ બાંધાની, કાળાકાળા ચમકતા બાલને યરપીઅન ઢબ-

લમા કપાળ આગળથી કપાયેલા બતાવી, મુખડાને રમ્ય દેખડવ પ્રયાસ કરતી, તીણી–છીછરી આંખોવાળી, બેસી ગએલા નાકવાળી એક દેખાવડી, રૂપાળી ચીનાઇ સુન્દરી ખડી થઇ ગઈ !

'સાબ !...દેખીયે !'

"બાત સબ કર દીયા હય !—" અને પછી અબ્દુલે મારા કાન આગળ આવીને કૈંક કહ્યું, મેં કહ્યુ, "ઠીક હય, જા અબ તુ !"

"બક્ષીશ, સા'બ? .સરકાર?!"

મેં એના હાથમા એક રૂપિયો મુકયો.

પણ અબદુલ ચાલ્યો તે પહેલાં મેં કહ્યું, "તારુ બીજું પણ કામ છે. કાલે સાંજે ૭ વાગે મેટ્રો સીનેમા પાસે ઉભો રહેજે"

'અચ્છા સરકાર !'

સલામ કરી અબ્દુલ ચાલ્યો ગયો.

( ૩ )

બહારથી જે ગલીમાં મને, સર્પની કાબરચીતરી ભાતજ દેખાતી હતી, જે ગલીમા મને કંગાલીયત લાગતી હતી ત્યાં આવા ઉપરથી કંગાલ દેખાતા મકાનની અંદર ઠાઠમાઠ આટલે સુધી હશે, તેનો મને ખ્યાલ પણ નહોતો. દીવાલ પર ચીનાઇ અને જપાનીસ ચિત્રકારોની કલાનો પરિચય આપતી જુની પુરાણી છબીઓ હતી, વળી પાસે જ જપાનની કલા કોતરકામનું 'ડ્રેગન'ના ચિત્રવાળુ એક મોટુ કબાટ પડ્યુ હતુ: તેની પાસે જ સુદર લાકડકામ વાળી બે સન્દુકો પડી હતી–પાસે જ બેચાર ફોટોઝ પડેલા હતા. એમાં ચીનાઈ ભુલકાંઓ ઉભા હતા–

એ હતો એનો ઓરડો !...સામે જ, સ્વચ્છ પલંગ દેખાતો હતો– પણ એની પાસે પડેલા એક ગોળ ટેબલ પર શરાબની બાટલીઓ અને સીગારનો ડબ્બો પડેલાં જોયા–

મેં પૂછ્યું, 'એ કોણ છે?'

'ઓહ! માફ કરજો!...એ હમણાં ચાહ લાવું છું.'

અને તે ચીનાઈ તરુણી પોતાની ભાષામાં કંઈક બોલી—એટલે અંદર બેઠેલો એક ચીનો આદમી હાથમાં સિગાર, ચા અને સીગારેટનો ડબ્બો લઈ, બાજુના જ એક ઓરડામાં ચાલી ગયો—ચીનાઈ ઓરતે એકદમ દરવાજો બંધ કરી દીધો પણ અંદરથી અવાજ આવ્યો જોરથી—

'કીમી?'

'ઓઈઆ!...કીમી ચાન!'

તે ચીનાઈ સ્ત્રી મુંઝાયેલી દેખાઈ. એ કંઈક બોલી—જલ્દી અને પછી ફરી બારણું ખોલી અંદર ગઈ. અંદર કંઈક ગરમા ગરમ, રકઝક કે ભાંજગડ થતી મેં સાંભળી: તે પાછી આવી ત્યારે એનું મો પડી ગએલું મને દેખાયું—છતાંયે એણે હોઠ પર સ્મિત રાખી મૂક્યું હતું.

મેં એને પૂછ્યું.

'તમારું નામ?'

'મારું?—કોઈ સાચું નામ બતાવે ખરું? છતાં—સ્ત્રી હું તો ચાઈનીઝ છું—એટલે કહું?'

'હા, કહો—'

'મને લોકો કીમી કહે છે—કીમી ચાન! એ મારું નામ—'

અને તે ફરી એણે સામેના કબાટમાં જડેલા કાચમાં પોતાનો ચહેરો જોયો—ચિંતા દુઃખ અને દર્દની રેખાઓ એક ક્ષણમાં ત્યાં ઉપસી આવી—એકદમ તે અદૃશ્ય થઈ ગઈ—તેણે ફરી ગો પર ચમક આણી ગુલાબી આણી અને હોઠ પર મીઠા દેખાતા સ્મિતને બેસાડ્યું.

'કેમ, બોલો, સાહેબ?...તમે અહિંના?...બંગાળી લાગો છો?'

'ના!'

'ત્યારે તમે કલકત્તાના નથી?'

'ના.'

તમને કોણ લાવ્યું?—હા; બગ રર અબ્દુલ લઈ આવ્યો. તમારા માટે મારી પાસે ખૂબ ખૂબ તારીફ કરી ગયો. અબદુલ કહે છે કે આપ બડા નેક છો—શરીફ છો'

'ઠીક!' મેં કહ્યું,

'તમને ધાસ્તી લાગે છે, અહિં?' તે બોલી અને પછી કહ્યું, કંઈ લેશો? બીઅર, વ્હીસકી બ્રાન્ડી?...અને અમારો ચીની કે જાપાની શરાબ પણ...'

'નહિ મહેરબાની' 'મેં' ટુંકમાં પતાવ્યું'

'ચાલો, લ્યો ત્યારે પત્યું—' કીમી લહેકાથી બોલી, ત્યારે લાવો પૈસા?'—

'કેટલા?'

'હવે, લાવોને?' ફરી તેણે હસીને કહ્યું—અને તેણે ધીમેથી મારા ગાલ પર અડપલું કર્યું, કપડા ઉતારો, તમારું જ ઘર સમજો અહીં, ગભરાવ નહિ.'

મેં મારા ગજવામાંથી પાકીટ કહાડ્યું અને ઉઘાડ્યું કમ-નશીબે મારી પાસે સો સો ની નોટો હતી—તે ઉપરાંત થોડુંક પરચુરણ હતું. મારા ખ્યાલ બહાર રહેલી આ વાતથી મને થોડો રંજ થયો. અને પછી મેં નોટ બહાર કાઢીને કહ્યું,

કીમી, આ તું છુટું છે?...'

'ઓહ, સો ની નોટ?..' અને કીમીએ મારી પાકીટમાં નજર કરી: 'ઓહહો! સોસોની નોટો તો પુષ્કળ છે!! આહ!...'

એ જ વખતે પાસેના ઓરડાના ટેબલ પરથી ગ્લાસ ફસડાઈને જમીન પર પડ્યો— તેના ચુરેચુરા થયા તેનો અવાજ પણ મેં સાંભળ્યો— પણ જાણે એની કાંઈ પરવાહ જ ન હોય ને એ રીતે અંદરની વ્યક્તિએ તો બારણું ઉઘાડી અમારી તરફ જોયા કર્યું: એની આંખોમાં નશો હતો એ બરાબર ઉભો રહી શકતો યે ન હોતો. પણ એની નશાભરી આંખો મારી પાકીટપરની નોટોપર ચોંટી

રહી, એનો વિચાર મને આવ્યો અને ચાલ્યો યે ગયો : કોણ જાણે શાથી મને આ ચીનાઈ તરૂણી તરફ મમતા જન્મતી હતી,

કિમીએ એ નોટ લઈ લીધી–અને સ્મિત વેરતી, એ પોતાની ચીની ચાખડીઓ ખખડાવતી અંદરના ઓરડામાં ચાલી ગઈ–અને દશ રૂપિયાની દશ નોટો લાવી મારા તરફ ધરી, 'તમે ફીકર ન કરો ! તમારા પૈસા સલામત છે. ચીની લોકોને તમે ચોર ન ધારશો !'

'અરે, આતો દશની દશ નોટો છે, તારા પૈસા કેટલા ?' મેં કિમીને પૂછ્યું.

'લાવો દશ રૂપિયા !' એણે મધુર ભાવ બતાવી હાથ ધર્યો. મેં એની સામે દશની નોટ ધરી; એની આંગળીઓએ એ લઈ લીધી અને સામેના કબાટમાં એણે પોતાની 'પર્સ' કહાડી મૂકી દીધી:

'તમારો કોટ ઉતારૂં ?...ગરમી પડે છે ! અને એક આદીની અદાથી કિમીએ મારો કોટ ઉતાર્યો, સામેની ખીંટી પર જ એને લટકાવી દીધો. અને પછી એણે મારા બુટ તરફ નજર કરી: એણે બુટની દોરી છોડવા માંડી: હું કંઈ બોલુ તે પહેલાં તો તેણે મારા બુટને પગમાંથી બહાર ખેંચી કહાડ્યો–

'ઓહ ! કિમી ! શા માટે તકલીફ ?' મેં કહ્યું.

'નહિ ! નહિ ! એમાં શું ? એ તો અમારી ફર્જ છે !'

મે તરત જ મારા ડાબા પગની મદદથી મારા જમણા પગના બુટને ઉતારી નાખ્યો. અને પછી એણે મારા મોજાં ઉતારી લીધા. 'અહિં બેસો ! હું હમણા આવી !' કહી તે અંદર ગઈ. એક મીનીટમાં જ એક મોટો ચીનાઈ ઇનામલનો કુંડ અને મોટી થાળી લઈ ત્યાં પાછી આવી પહોંચી.

'તમારા પગ ધોઉં ?...ગરમ પાણી છે. સાબુ લાવું ! અત્તરનો શોખ છે ?' કિમીએ નાજુકાઈથી મારા પગને પોતાના હાથમાં લીધા, અને, પછી એણે આંગળીઓથી મારા પગના તળિયામાં ગલગલિયાં કરવા માંડ્યાં. ને એ ખડખડાટ, મ

કોયલ જેવુ હસી પડી એનુ હાસ્ય ઓરડામાં; ગુલાબી પ્રકાશની મિસાલ વેરાઈ ગયું હા એણે પાણી રેડવા માંડયું મારા પગની એણે ખૂબ માવજત કરી—આંગળીઓ અને તેના નખને ખૂબ બારીકાઈથી સ્વચ્છ કર્યા ! પછી તે મેલું પાણી લઈ પાછી અંદર ચાલી ગઇ. પછી તે પાછી આવી ત્યારે તેના હાથમાં ટુવાલ, પાવડર અને 'ઓ–ડ–કોલોન'ની શીશી હતા, તેણે પાવડર લગાડયો 'ઓ–ડ–કોલોન' ના પાતળા આછા છંટકાવથી મારા પગ હલકા, ખુશનુમા અને અને લહેરીલા બન્યા.

ઘડીયાળમા બારના ટકોરા થયા !. .ટન ! ટન !...ટન !...

'બહુ વાર વાર થઇ ગઇ તમને ?' તે બોલી અને કોમળતાથી એણે મારો હાથ પોતાના હાથમાં લીધો · 'ચાલો ! હવે હુ તમને મારા ચિનાઇ મુલ્કની મોજ કરાવું ?–

"તમને ચિના લોકો ગમે કે નહિ ?" મારા હાથને એના હાથમાં સોંપી હુ એની પાછળ પાછળ ગયો· એ કેટલી નમ્ર અને સ્નેહાળ હતી ? !...પણ આ બધું શું એના દિલમાંથી બહાર આવતું હતુ કે એ એની રોજિંદી અભિનય કલાનું સફળ પ્રદર્શન કરાવી રહી હતી ? ગમે તે હો, હુ એની તરફ આકર્ષાયો—અલબત્ત, એમાં જાતીય આકર્ષણને મેં ઝાઝું સ્થાન ન આપ્યુ –ગમે તેમ હો, હું એની પાછળ પાછળ ગયો––ખેંચાઈ - ગયો.

( ૪ )

એ ઓરડો ખૂબીથી શણગારેલો હતો, ચિનાઈ પલંગની કલ્પના મને ત્યાં દેખાઇ !...ચાઇનીઝ ડ્રેગન'ની ડીઝાઇન દરેક બારી બારણા પર ઝુલી રહેલા રેશમી પડદા પર ચમકી રહી હતીઃ સામે એક મોટુ ડ્રેસીંગ ટેબલ પડયું હતું ત્યા સૌન્દર્યરૂપની માવજતના ઓજારો પડયાં હતાં. એની સામે પણ એવું જ 'ડ્રેસીંગ ટેબલ' હતું : બન્નેના અરીસા મોટા મોટા હતાઃ એની ગોઠવણ એવી હતી કે તમે ચીનાઈ

પલંગ પર બેસો એટલે તમારી તસ્વીર તમને ચાર ખુણેથી જોવા મળે. તમારો 'પ્રોફાઇલ' જોવાની હોંસ તમને આ અરીસા પૂરી પાડે તેમ હતા.--

'અહીં બેસો હવે!' ફિમીએ મને એક મુલાયમ સોફા પર બેસાડી દીધો. મારી સામે જ એક ચીનાઇ સુંદરીનું નગ્ન ચિત્ર કલાત્મક રીતે રંગેલું, દેખાયું: એ ચિત્રમાં મને 'ફિમી' દેખાઇ! ફિમી પણ એ નગ્ન સુંદરી જેટલી જ રૂપાળી હતી ને?......

ફિમી એકદમ મારા ખોળામાં બેસી ગઇ: એણે સારી તીણી મૂછો સાથે અડપલું કર્યું– 'કવા ખુબ! તારી મૂછો ફાંકડી છે!' અને પછી તેણે પોતાના એ હોઠને, મારી જાણ વિના, શિકારીની અદાથી ચપલતા પૂર્વક મારા હોઠપર ચોંટાડી દીધા–...
'ઓહ! ચુમ્બન!' હું અગડયો! મેં એના મોમાંથી વાસ આવતી જોઇ!—

'તું પણ પીએ છો' મેં પૂછ્યું.

'પીવા તરફ તમને નફરત છે, નહિ વારૂ? શું કરીએ, અમે લોકો! આ અમારું રૂપ!... આ અમારાં કપડાં! આ અમારો ભપકો!... પણ એની પાછળ સાહેબ, અમારા જીગરની આગ સદાય ભડભડાટ જલતી રહે છે એનો અવાજ એકદમ, દર્દભર્યો બની ગયો. મેં વિચાર્યું, આ વળી નવું નાટક! 'સેન્ટીમેન્ટલ ટ્યુનરસી!'—અને પછી ફિમીની જબાન આગળ ચાલી જનાબ! તમે ધારો છો અને તમને દેખાય છે એટલા અમે સુખી નથી હો, અમે સુખી રહેવા માગીએ છીએ—અને એટલે જ શરાબ પીએ છીએ નાચીએ છીએ: ગાઇએ છીએ: દુનિયાને નફરતની નિગાહે જોઇ અને દોલતને દમીદસીને અમારી પાસે ખેંચવા કોશિષ કરીએ છીએ, ચુબનોને સસ્તી નાણા સાટે વટાવીએ છીએ, શરીર રૂપને, સુહાગરાતોને અમે બજારૂ માલ તરીકે વેચીને અમે 'સુખ' અને 'સાહેબી' મેળવવા કોશિષ કરીએ છીએ લોકોને અમારા રૂપ અને જોબનનાં નશાથી બેહોશ કરી

અમે હોડીમાં રહી જિંદગી પસાર કરીએ છીએ: આ છે અમારી જિંદગી!'

'તુ આ બધું બોલે છે, એ શું ખરેખર તારા ઉગરમાંથી બોલી રહી છે કે પછી ગેમજ?' મે એની આંખોમાં જોઈને, તીણી નીગાહે સતત નીહાળતાં પૂછ્યુ.

'તમને યકિન છે?... યકિન હોય તો એમાં શક લાવવાનીજ જરૂર નથી!' એણે સીધો જવાબ વાળ્યો–

અમારી વચ્ચે ખુબ ચર્ચા થઈ. મને ખબર નહોતી કે કેટલો સમય વીતી ગયો– આખરે મને કહ્યુ,

'હવે ચાલશો?– જરાક આરામ કરશો?' અને કિમીએ મને પોતાના મુલાયમ પલંગ તરફ ખેંચતાં કહ્યું– અને પછી ઉમેર્યું "હવે કહાઢી નાખો આ તમારાં બધાં કપડાં તમને ગરમી થતી હશે"

એણે મને જે સૂચના કરી એ હું બરાબર સમજી ગયો: સામેની છબીમાં ઉભેલી નગ્ન ચીની સુંદરી હસી રહીને મારીજ મશ્કરી કરી રહી હોવાને એમ મને લાગ્યું.—હું ઘડીભર તો ચુપ રહ્યો એટલે મને કિમીએ ફરીવાર સૂચવ્યું,

"ચાલો કપડાં ઉતારો!...બીજા કોઈ લોક આવતા હશે. તમારે યે બહાર જવું હશે."

"શુ?–મારે?–તો કયાય બહાર નથી જવું અને તું મને કપડા ઉતારવાનું કહે છે?"હુ ખેંચાતાં બોલ્યો, "જો કિમી! તું મને બીજા લોકો જેવો જ ધારી લે છે ખરું ને?

"સાહેબ!" કિમીએ પોતાની કંચુકી કાઢતાં કહ્યું. અમને બગાબરા અનુભવ છે: પુરૂષો તો બધાય સરખા હોય છે; વળી કેટલાક, ભલાભોળા, દેખાવાનો ડોળ કરે છે: વખત આવ્યે એ અમારો પૂરેપૂરો લાભ લેવાનું ચુકતા નથી.'

'તો હુયે એવો છુ, એમને?'

'નહિ, સાહેબ, હું તમને કૈંયે કહેતી નથી, ગુસ્તાખી માફ!...

પણ આતો એક સામાન્ય વાત છે'

'તો, લે, સમજી લે ...' હું ઉઠયો. હું તારી સાથે પલંગ પર બેસવા યે માગતો નથી : મારે તારા પલંગને અડવું યે નથી ...હું ઉભો થઇ ગયો અને બારણા તરફ ચાલ્યો.

'મને માફ કરો ' કિમી ધીમું દર્દભર્યું બોલી, 'મેં તમને આવા ધાર્યા નહોતા જ !...મારી અટકળે મને દગો દીધો.'

એ મારી પાછળ દોડી : એણે મને બહાર જતાં અટકાવ્યો, તેણે કહ્યું. 'જરા બેસો, મારા સોગંદ છે તમને શરાબ ન પીઓ તો કંઇ નહિ, સરસ ચીનાઇ ચ્હા તો સહી !'

'ભલે, ...બટન દબાવ્યું–

કિમીએ ઘંટી મારી –એક આધેડ વયની ચીનાઇ ઓરત ત્યાં આવી ત્યારે કિમી પોતાના અર્ધ નગ્ન દેહની પરવાહ કર્યા વિના તેને ઉદ્દેશીને બોલી,

"શમાદાન, ચહા, કીટલી, કપ–રકાબી અહિ લઇ આવ, હું ખુદ સાહેબ માટે ચહા બનાવીશ "

"ચહા !" પેલી સ્ત્રી તાજુબ થઇ ગઇ અને ઝડપથી ચાલી ગઇ.

( ૫ )

હું કિમી ચાનના એ શણગારેલા શયનગૃહમાં આહી તહી ટહેલી રહયો: ડ્રેસીંગ ટેબલ પર પડેલા ફોટોઝ તરફ મારી નજર કરી એમાં ચીનાઇ ભુલકાઓ કિમીની સાથે બેઠા હતા–મેં એોને જોઇ પૂછયું–

'કિમી આ ત્રણ બાળકો તારા છે ?'

'હા ! જનાબ ! હુ જ એની માતા છુ—એ મારા બાળકો છે: ત્રણે કેવા કુમળાં બાળકો !' એનો અવાજ સીહાદ્ર ભર્યો દર્દથી ઘેરો બન્યો અને પછી તે બોલી 'સાહેબ આજે તો એ મોટા થઇ ગયા હશે: પણ એક તો બે વરસ પહેલા ગુજરી ગયો !'

'ઓહ ! મેં નિશ્વાસ નાખ્યો—અને–પછી કિમીના શરીરને

જાઉં હવે?–વિધવા? નિરાધાર!!!...અને આખરે બંદર પર મજુરી કરી હું પેટ ભરવા લાગી...

'એક દિવસ મને એક લાકડો ખલાસી મળી ગયો. એ દેખાતો હતો તો બહાદુર...જહાજપર એ કામ કરતો હતો: બે ત્રણ રાત્રિએ એ મારી પાસે આવી, મારા કંગાલ ઘરમાં રહેતો–એ મને પૈસા આપવા લાગ્યો અને આમ મારો પરિચય વધ્યો–એણે મને કહ્યું, 'કિમી, તું મારી સાથે શાદી કર!...વાગ...વાંગ તો હવે પાછો નહિ આવે!' મેં એને ચોખ્ખી ના સુણાવી દીધી, અને એથી એણે કહ્યું, 'તો પછી, જમાનો ચાલે છે, એમ ચાલવા દે!...' પછી એ મને જહાજમાં બેસાડી રંગુન લઇ આવ્યો, દિલાવર મહેરબાન! રંગુનમાં પહેલી જ રાત્રિએ એ કમીનાએ મને ફસાવી!...એણે મારા રૂપ અને જોબનની દલાલી કરી–મને એક અઠવાડિયા માટે બીજાને સોંપી. મારી પાસે જે 'કંઇ' હતું–જેને હું મારી દોલત સમજતી હતી તેને હું લુટાવી ચુકી...હયરાન થઇ-ગઇ, મારી મારી ભટકી રહી, ક્યાં જાઉં?–

'આખરે એક રાતના ખુબ શરાબ પીને એ લુંગ ચી મારી પાસે આવી ખુબ રડ્યો–એણે એ રાત્રિએ મારા જોબનની ઉજાણી કરી; હું શું કરું?–હું એને શરણે જ રહી' ફરી અમે ત્યાં આઠ મહિના રહ્યા. ત્યાંથી મને એ કલકત્તા, અહિં લઇ આવ્યો–અને આ શહેરમાં છ મહિના સુધી રહી, મારી પાસે જે કાંઇ હતુ તે બધુ વેચી કરીને અમે જીવવા લાગ્યા. અને આખરે, લુંગ ચીએ મને આ પેશામાં ઉતારી દીધી...એના ઉપર હું ખુબ ખુબ આંસુ વહાવી ચુકી છું–મારી પાસે ગાંઠની સિલક જ નથી એટલે જ અમારી પાસે જે કંઇ હાસ્ય છે. જે કંઇ જલતાં હાસ્યનાં ફુલ છે એ તમારી આગળ વેરૂં છું–હવે તો આ રૂપ, આ જોબન, આ શરીરને મેં જાહેરમાં મુકી દીધું છે. લુંગ ચીથી હું ખુબ જ કંટાળી ગઇ છું પણ જાઉં ક્યાં? મારા જીવનની બધી આશા દીવડીઓ બુઝાઇ ગઇ છે. મારા માટે ચીનમાં ઘર નથી: જપાનમાં

ગુલામી છે. અને એટલે જ અહિં કલકત્તામાં રૂપનો વ્યાપાર કરતી જોબનની દુકાન લગાવી બેઠી છું થઇ શકે બીજું? લુંગ ચીને ભરોસે પડી રહી છું ...

"હા, હવે એક જ મુરાદ બાકી છે" અને ક્રિપાએ અહિં નિરાધાર નાગમો—એણે હાથ લાંબો કરી આંગળી વતી ડ્રેસીંગ ટેબલ પર પડેલી તેનાં બાળકોની તસ્વીર બતાવી અને એ બોલી, "આ મારા બાળકો માટે જ હું જીવી રહી છું: દિલમાં એક જ ઉમ્મીદ છે કે કોઇ દિવસે હું મારા એ લોહીને મારા સીના સાથે લગાવી લઉં—એમને પેટ ભરી પ્યાર કરી લઉં પછી ભલે આ શરીર ચુથાઇ જાય...પછી ભલે આ જિંદગી સળગી જાય ... મારૂં ગુલશન ઉજડ થઇ જાય, એ મારાં બચ્ચાંઓ, મારા ખાવિન્દની અમોલ ભેટ છે ...આજે એ મોટાં થઇ ગયા હશે, એક વખત એમને પ્યારભરી નજરે જોઇ લઉં ...પેટ ભરીને સીનામાં બેસાડી લઉં ! બસ એ જ !—બસ એ જ મારી આખરી તમન્ના!'

( ૬ )

ક્રિમીની વાત મારા દિલ પર ચોટ લગાવી ચુકી હતી. હું એનાં નયનો તરફ જોઈ રહયો એમાં દર્દભર્યું હતુ—એને મારી પાસેથી સહાનુભૂતિ હમદર્દી જોઇતી હતી, હું એને એ આપવા તૈયાર હતો, મારી હમદર્દીને મેળવવા એ પાત્ર હતી

દરમિયાન ચહા, શમાદાન, કીટલી—તો ક્યારનાં યે આવી ગયાં હતા—અને ક્રિમીના હાથે સુંદર ચિનાઇ ચહા બનાવેલી મેં પીધી. મેં ટેબલ પર પડેલી મારી 'નેકટાઇ'ને ઉઠાવીને બાંધતા કહ્યું

'તારા માટે હું શું કરી શકું ?'

'જનાબ !' તે બોલી, 'કોઇ પણ શું કરી શકે ?—છતાં તમે જે કંઇ કરી શક્યા છો, એ બીજા લોકોથી થઇ શકે તેમ નથી; બેહયાઇ, દગાબાજી, ચોરી, નફફટપણું, નીચતા અને હલકટતાને અમે સંઘરનારા તરીકે જાહેર તો ક્યારના યે થઇ ચુક્યા છીએ.

અને એ તમે યે જાણો છો. પણ તેમ છતાં યે જે કંઈ તમે મને આપી જાવ છો; જે કંઈ મને તમારા તરફથી મળ્યું છે એ માટે હું તમારો શુક્રિયા અદા કરું છું દિલાવર મહેરબાન ...તમે મારૂં જીગર ઓળખી શક્યા છો, એટલું જ બસ છે ..અને એ જ મારી ખુશનશીબી છે'

એ વખતે મે જોયું કે એની આંખમાં આંસુ વહી ગયા હતા એણે આગળ બોલવા પ્રયાસ કર્યો પણ એનો કંઠ ગદ્‌ગદ્‌ થઈ ગયો. જબાન ગળે ચોંટવા લાગી.

મે બારી તરફ નજર કરી, બહાર એકદમ કડાકા સાથે સખ્ત વરસાદ તુટી પડયો હતો-મેં એની વિદાય લીધી. હું બહારના ઓરડામાં આવ્યો. કોટ પહેરી કિમી તરફ ધીમું આછું હસી હું જ્યારે દાદર તરફ આવ્યો. ત્યારે, દાદર આગળ જ મને કિમીનો શરાબી 'માલીક' દેખાયો. એનાથી બરાબર ઉભા પણ રહી શકાતું નથી-એ રાને જોઈને ગભરાયો હોયને, એમ નાસવા લાગ્યો-પણ એથી એ ફરસ પર ફસડાઈ પડયો. મેં એની પરવા કર્યા વિના દાદરના પગથીયા ઉતરવા માંડયાં.

તે રાત્રીએ હુ ટેક્સી કરી જ્યારે ઘર પાસે આવ્યો ત્યારે ગજવામાં પૈસા માટે હાથ નાખતાં જણાયુ કે મારી પાકીટ ગુમ થઈ હતી.

'કિમી ! કિમી !' હુ બબડયો.

તે રાત્રિએ મને બરાબર ઉંઘ ન આવી, મારી નજર ટિક... ...ટિક...ટિક કરતા ઘડિયાળ પર, મારા બિછાનાની સામે જ દીવાલ પર ટીંગાતા બંગાળના મશહુર કલાકાર નંદલાલ બોઝના 'જઈ રહેલું જોબન' નામક ચિત્ર પર ઠરી જતી ...વિચારોની આંધીએ નિંદર સાથે દુશ્મનાવટ ઉભી કરાવી દીધી. 'ટિક...ટિક...ટિક...' ઘડિયાળની બોલી । એકનો ટકોરો...બેના ટકોરા...?...ત્યારે મારી આંખો મીંચાઈ

સવારના 'એલાર્મે' અને જગાડયો ચહા પીધા પછી તરતજ મને હમેશની ટેવ પ્રમાણે રોજીંદા સવારના વર્તમાનપત્રોને ઉથલાવવા માંડયા : અને એકદમ એક મારી નજર કલકત્તાના એ જાણીતા પત્ર 'અમૃત બઝાર પાત્રકા'ના નીચેના અહેવાલ પર ફરી વળી

'ચીનાઈ મહોલ્લામાં થએલો ખુની હુમલો !

ચીની ઓરત સખત રીતે ઘાયલ થઈ. શરાબી ખાવિંદનું કૃત્ય !

રૂપિયાની ચોરી સબધી બહાર આવેલી હકીકત

(અમારા ખાસ ક્રાઈમ રીપોર્ટર તરફથી)

ગઈ કાલે પાછલી રાત્રિએ લગભગ દોઢ વાગ્યાને સુમારે શહેરના ચીનાઈ મહોલ્લામા ખુની હુમલાનો સનસનાટી ભર્યો બનાવ પોલીસ દફતરના ચોપડે નોધાયાની ખબરો મળી છે, એવુ જણાય છે કે જેના ઉપર છુરી વતી હુમલો કરવામા આવ્યો છે તે એક ચીનાઈ ઓરત છે અને તેનુ નામ કિમી ચાન છે. કિમી ચાન વર્ષોથી તેના એક ચીના સાથી લુંગચીહ સાથે 'મીગ લેઇન નો નંબર ૬૦૬ના મકાનને બીજે માળે રહે છે—તેઓ કહેવાય છે કે ઘણા વખતથી સાથે રહે છે—ગઈ કાલે કહેવાય છે કે એક પૈસાદાર શખ્શ તેમને ત્યાં મુલાકાતે આવ્યો હતો અને કોઈ કારણસર જ્યારે તેણે પોતાનો કોટ કાઢી ખીટી પર મુક્યો અને પોતે દુર ગયો ત્યારે તેની અંદરથી હજારેક રૂપિયાની ચલણી નોટે થી ભરેલી પાકીટ કહેવાતા આરોપી લુગ ચીહે ઉઠાવી લઇ ચોરી કરી હતી. અને પાછળથી આ શખ્શ ચાલ્યો ગયો હતો. તેને ચોરીની ખબર પડીજ નહોતી

તેના ગયા બાદ કિમીચાનને આ વાતની ખબર પડતાં જ, તેણીની જુબાની પરથી માલુમ પડે છે કે તેણી એ આરોપીલુંગ ચીહને તેના માલીક એટલે આગલ શખ્સને પૈસા પાછા આપવા માટે વિનતી કરી સમજાવ્યું—પણ આરોપી જે તે વખતે ચીકાર પીધેલો હતો તેણે તેમ કરવા સાફ ના પાડી અને તેણે કહ્યું કે તેણે

ચોરી કરી જ નહોતી અને એ પાકીટ તેને ત્યાંથી મળી આવ્યું હતું.—આથી ક્રિમીએ તેને પોલીસ પાસે જઈ બધી હકીકત જણાવી દેવાની ધમકી આપતા, આરોપીએ તેણીના બાલ ખેંચી મારવા પ્રયત્ન કર્યો હતો. તેણીએ બાદર ઉતરવાની કોશિષ કરતાં, આરોપીએ તેણી ઉપર છુરીથી હુમલો કરતાં ત્યાં સનસનાટી જાગતાં. થોડા સમય બાદ પોલીસ આવી પહોંચી હતી અને આરોપીની ધરપકડ કરી ક્રિમીને હૉસ્પીતાલમાં-ખસેડવામાં આવી હતી.

તે ચીની ઓરતની હાલત ગંભીર હોવાનું મનાય છે: આરોપી લુંગ ચીહ પોલીસ લૉક-અપમાં હોઈ આવતી કાલે તેને માજી-સ્ટ્રેટ સમક્ષ રજુ કરવામાં આવશે. ચળકતી નોટોવાળી પાકીટમાંથી તેના અસલ માલીકના સરનામાવાળા કેટલાક 'વિઝીટીંગ કાર્ડસ' તેમજ કાગળ મળી આવ્યા હોઈ, એ વિષયમાં તપાસ ચાલી રહી છે.



મેં વર્તમાન પત્ર બંધ કરી જમીન પર ફેંકી દીધું! મારે માટે આણેલી ચહા તદ્દન ઠંડી પડી ગઈ હતી. મારી આંખો સામેની દીવાલ પર ટીંગાડેલા મશહુર કલાકાર નંદલાલ બોઝના 'જલી-રહેલું જોબન' ચિત્ર પર સ્થિર થઈ ચોંટી!

ક્યાં સુધી હું 'જલી રહેલું જોબન' જોઈ રહ્યો, એનું મને કંઈ યાદ નથી.





# સૂર, શરબત અને ઝેર

જમુના નદીના નીલરંગી પટ પર જ્યારે ઉષાનો કસુંબલ પાલવ પથરાઈ જતો ત્યારે એના ધીર ગંભીર પાણીનો રંગ આસમાની બની જતો : દૂર દૂર ઊભા રહેલા પ્રેમની અમર સ્મૃતિ સમા તાજની છાયામાં ઉષાનો છેલ્લો નૂપુરઝંકાર ધીરે ધીરે વિલીન થઈ જતો ત્યારે નજમ આગ્રાનો ઉસ્તાદ ગવૈયો પોતાની સારંગી લઈને, દૂર દૂરના આસમાનમાં વેરાયેલા અબીલ ગુલાલે છાંટ્યા રંગો નિહાળ્યા કરતો. એની આંખોમાં મસ્તી હતી; એના જીગરમાં દર્દ ભર્યું હતું : અને ત્યારે એ પોતાની સારંગીને પોતાના સીનાની આડે બિછાવીને અને ઉન્નત મસ્તકને આકાશ તરફ ઉઠાવીને પોતાની સારંગીના તારને છેડતો. મસ્તીમાં એનામાં એક ન સમજાય એવી કિસમતી નઝાકત આવી જતી. જમુનાનાં વહ્યાં જતાં નીલાં, કાળાં, આસમાની પાણી એની સારંગીના છલકતા સુરોને ઝીલવા જરાવાર ઉભાં રહી જતાં; ત્યારે નજમ ગવૈયો એક આછો નિશ્વાસ નાખીને એના સંગીતમાં ઓર મસ્તી અને એથીયે ઓર ખુમારીને વહેતી મૂકતો.

કેટલાયે વર્ષો થયા નજમ સારંગીવાળાની કલાએ આગ્રા, દિલ્હી લાહોર અને લખનૌની બડી બડી તવાયફો અને ગાનારીઓનાં દિલને થંભાવી દીધાં હતાં પણ એને વિષે શોખીન લોકોના જુદી જ જાતની એક કહાણી પ્રચલિત થઈ ચૂકી હતી. કોઈ કહેતું : 'એ નજમ સારંગીવાળાનું જીગર જ્યારે કોઈકની યાદમાં ભરાઈ આવે

છે ત્યારે એ પોતાની સારંગીમાંથી અદ્દભુત, આફરીન-લાયક સુરોને જન્મ આપવા માંડે છે...'કોઈ કહેતું કે 'એની માશુક આગ્રાની એક મશહુર ગાયિકા હતી. અને એ જ્યારથી જન્નતનશીન થઈ ત્યારથી આ નજમ ગવૈયાના જીવનમાં ન સમજાય એવો પલટો આવી ગયો છે...' કોઈ કહેતું, 'એની માશુકની છેલ્લી પળોએ એને જીવનનું દર્દ આપી દીધું હતું!' કહેવાતું કે જ્યારે એની માશુકે, એની બીબીએ, આ ખલ્કમાંથી વિદાય લીધી ત્યારે પોતાની નાનકડી વહાલસોયી, પ્યારી બેટીને ગોદમાં લઈ આમ કહ્યું હતું.

'પ્યારા નજમ...આપણી આ પ્યારી બેટી...એ તો ગુલાબની કળી છે: મારી આરઝૂ એટલી જ છે કે મારી જગા પૂરી લે. આ બેટી આગ્રાની મશહુર ગાનારી બને. ગાને એનો શોખ પૂરો કરયો, મારી મુરાદ, જિંદગીની આખરી આરઝૂને બર આણવી એ તમારા હાથની વાત છે..!'

અને એ જ વખતે, આંખનું એક મટકું પણ માર્યા વિના નજમ સારંગીવાળાએ પોતાની પ્રિયતમાને બીબીને-વચન આપતાં કહ્યું હતું, 'આમીન! તારી મુરાદ બર આણીશ!'

'એને શોખથી પાળજો!'

'એને સંગીતની બહેતરીન તાલીમ આપજો!

'હિંદની સંગીતકલામાં આ બેટીનું નામ રોશન બનાવશો!'

'મારા જીવનની આ છેલ્લી, મિન્નતભરી મુરાદ છે, પ્યારા! એ મુરાદને બર આણજો!'

'આમીન'-આ શબ્દ સાથે જમૂનાના લીલા પાણી ઉપર, પેલે પાર ઊભેલા તાજ તરફ અનિમેષ નયને નિહાળતા નજમ ગવૈયાએ એની માશુકના કપાળે હાથ મૂક્યો હતો. પાસેની દીપિકા તે જ વખતે પવનના એક આછા સ્પર્શથી બુઝાઈ ગઈ હતી. નાનકડી બેટીને નજમે પોતાની ગોદમાં બેસાડી હતી.

'અબ્બા! અમ્મા નિંદ લે છે?'

'હા, બેટા!...અમ્મા ચેનથી નિંદ લે છે. એને આરામ

મોગલ બાદશાહ શાહજહાનની પ્રિયતમાની અમર યાદમાં 'તાજ' જ્યાં આજે ઊભો છે ત્યાં, એની પાસે જ, નીલા દરખતની છાયા હેઠળ નજમ સારંગીવાળાની પ્રિયતમા કોઈ પણ જાતના 'તાજ' સિવાયની એક નાનકડી કબરમાં અમર નિંદ લઈ રહી હતી. ફક્ત કોઈવાર જ્યારે નજમ પોતાનું દિલ થામી શકતો નહિ ત્યારે એ કબર પર આવી પોતાની સારંગીમાંથી ટોઈ દર્દભર્યું, વેરૂ, શકોસ્તના અરમાનો અને છિન્ન થતું સંગીત જન્માવતો દિલના ઊંડાણમાંથી આહભર્યા સુરને વહાવી જમુનાના પાણી ઉપર દૂર દૂર, ક્ષિતિજને પેલે પાર, જાણે કંઈક નિહાળતો હોય તેમ અવકાશમાં ઊંડે નજર નાખતો બેસી રહેતો.

(૨)

ને નજમ સારંગીવાળાએ પોતાની બેટીને આગ્રાની એક મશહૂર ગાનારીની ખિદમતમાં મૂકી હતી, આગ્રામાં નજમની સારંગી બડી બડી મહેફિલોમાં પોતાની સંગીતકલાનાં જાદુભર્યા અબીલ ગુલાલ વેરીને અનેક શોખીનોના દિલ રંગી નાખતી, પણ જેમ વખત વીતતો ગયો તેમ તેમ નજમની સારંગી અને નજમનું સંગીત એટલાં તીવ્ર અને વેદનાભર્યાં બનતાં ગયાં કે કોઈ પણ ગાનારી એની સાથે તેની સારંગીના સુરમાં સુર મેળવીને ગાઈ શકતી નહિ. બડા બડા ઉસ્તાદો અને તબલચીઓ, બડી બડી ગાનારીઓ અને તવાયફો એની સાથે સંગીતની મહેફિલોમાં બેસીને ગાવાને અશક્ત બનતા ગયા— એની સારંગી-સાથેની દોસ્તી અને દિલમાંથી નીકળતા આહભર્યા સુરો એના જ દુશ્મન બની રહ્યા. પરિણામ એ આવ્યું કે એને દરેક સ્થળોથી 'જાકારો' મળ્યો. એમાં એના સન્માન, ગૌરવ અને પ્રતિષ્ઠા હતા એ ગુણમાંથી એને રોટી મળતી નહોતી. પોતાની એકની એક બેટીને મશહૂર ગાનારી બનાવવા માટે એને પૈસાની જરૂરત હતી; પોતાને રોટીની જરૂરત હતી પણ એનું વેરૂં સંગીત, એના સંગીતની અલૌકિક શાસ્ત્રીયતા, એની સારંગીના દર્દ અને વેદનાભર્યા સુરો— એના જીવનની આડે આવતા ગયા. દુનિયા જેને

સફળતા કહે છે એ રંગીન સફળતા, તેનાં ખુદાઈ સંગીતથી ઘણી દૂર હતી!

નજમનાં જીવનની એક જ આશા એની બેટી હતી, દિવસો, મહિના અને વર્ષ વીતતાં જતા હતા–તેમ તેમ એની મુગહ એની વેદનામાં વધારો કરી રહી હતી.

અને નજમને ભટકવાનું થયું; દિલ્હીમાં એક એમ દવાએકનું ઘર છાની વળ્યો. આગ્રામાં તો એની બેટી એક મશહૂર ગાનારીને ત્યાં સારા ઉસ્તાદની તાલીમ હેઠળ જીવન અને સંગીતના શ્વાસ લઈ રહી હતી........પણ...........!

અને પછી તે ભટક્યો– લાહોર, લખનૌ, બનારસ, કાશી, કલકત્તા બધા જ સ્થળે,–બધાં ય સંગીતગૃહોમાં, બધી ય મહેફિલોમાં, બડી બડી ગાનારીઓની મંઝીલમાં એ એ ભટકી ચૂક્યો – અને આખરે એ આવી પહોંચ્યો મુંબાઈ!

( ૩ )

શ્રાવણના દિવસો હતા. ધોધમાર વરસતા વરસાદમાં નજમ અણેયો પોતાની પુરાણી સારંગી સહિત અડધો ભીંજાતો, મકાનોની છત નીચે ઉભો રહેતો, સારંગીને દિલની સાથે ચાંપીને અહિંથી તહિં ફર્યા કરતો હતો; એના પગ આખરે એક મંઝીલના દાદર પર ચઢી ગયા.

ઉપર જતાં જ એક સજાવટભર્યો કમરો, મહેફિલ જામવાની રાહ જોતો એની નજર સામે આવી ઊભો; એની નજર એકદમ એક નાઝનીન પર ચોંટી ગઈ.

'આદાબ અર્જ'!

'આઈએ.....તશરીફ રખીએ!

સુંદર ધરાની ગાલીચા પર એ બેઠી હતી; પાસે એક પાનદાન પડ્યું હતું; એની આંખમાં સુરમો આંજેલો હતો એણે પાનના રંગે રંગાયેલા હોઠને રૂમાલ વતી ખૂણીથી સાફ કરતાં પૂછ્યું,

'કહાંસે તશરીફ લાતે હો ?'

'આગરેસે '

'અચ્છા...ક્યા કરતે હો ? ..ક્યા ચાહતે હો ?'

'સારંગી બજાતા હું '

એ સ્ત્રી મશહૂર તવાયફ હતી–ગાયિકા હતી. રેડિયો પરથી, ગ્રામોફોનની રેકર્ડ પરથી, મોટી મોટી મહેફીલોમાં એનો સુરીલો અવાજ, એની રંગીલી ગાયકી વિશાળ જનતાના કાન પર પહોંચતો. આજ–લોક જે ચીજો માગે છે, લોક જે સંગીત માગે છે, એવું એ ગાતી હતી આખરે એણે કહ્યું·

'અચ્છા ! આપ નોકરી ચાહતે હો ?'

'હાં..

નજમના અવાજમાં જમાનામાં આવેલી થોડીક નરમાશ હતી. એણે જોયું કે એની નોકરીનું લગભગ નક્કી જ થઈ ગયું હતું.

× × ×

એનું નામ હતું હસ્મતજાન !...

હસ્મતજાનને ત્યાં મુમબઈના બડા બડા માલેતુજારો સંગીતના નામે સુર અને રસ પીવા, પધારતા અને એક દિવસ મહેફિલ જામી હતી, રોજ કરતા આજે નજમ કંઈ વધુ ગંભીર દેખાતો હતો.

એની સારંગી બજતી જ ગઈ–અદ્ભુત સુરો જન્મતો જ ગયા. એમાંથી અપૂર્વ–ન સમજાય એવી વેદનાને એ સુરો બહાર મુક્તા જ ગયા–અને એની સારંગીના સુરોએ હસ્મતજાનના કંઠને ઝાંખો બનાવી દીધો. હસ્મતની સ્વર શૈલી, નજમની સારંગીના સુરની હોડમાં એનો પાછળ રહી ગઈ ! સાંભળનારા હસ્મતને ભૂલી ગયા ને એમની આંખો હવે રહી સિર્ફ નજમ ઉપર જ !

મહેફિલમાં બધાના મસ્તક ડોલી રહ્યાં હતા—હસ્મતના કંઠની, સંગીતની, એની કલાની કુમાશ આજે એની સારી જિંદગીમાં પહેલી જ વાર નજમ સારંગીવાળાના સુરોની પાસે તદ્દન ઝાંખી બની ગઈ !

હશ્મતની જિંદગીમા પહેલી જ વાર આ ગજબની પળ હતી. એનો સીનો ટટ્ટાર થઇ ગયો. જે આંખોથી એ પોતાના મહેમાનોનું સન્માન કરતી એ જ આંખો પરથી હવે અહિ એનું સંગીત સાંભળવા આવેલા શોખીનો ઉઠી ગયા હતા. જે દિલમાં અનેક શોખીનોના-નિઃશ્વાસ સમાયા હતા, એ જ દિલ આજે એના આશકોને ખુશ કરવામાં નિષ્ફળ નિવડયું હતું. કારણ આ સારંગીના સીનામાંથી, એના કાળજાની કોરપરના તાંતણામાંથી વેદના અને મસ્તીનાં રંગીન સૂરો જાગી જતાં અને સાંભળનારાઓનો જીગરને પીંધી-વલોવી નાખતા હતા

હશ્મતજાનનો કંઠ આ સારંગીના સુરો પાસે તેજહીન થઇ, પરાજય પામી તદન નિર્માલ્ય બની જતો હતો.

'આફરીન ! નજમ !'

'વાહ ઉસ્તાદ વાહ !'

'કયા બજાતા હય !'

'માશા અલ્લાહ !'

'તસ્લીમ !'

'ખુબ બજાતા હય !'

'આદાબઅર્જ, જનાબ !'

'વાહ ! વાહ ! મરહબા !'

એ રાત વીતી ગઇ છતાંયે હશ્મતના દિલમાં, એની આંખોમાં એના કાનોમા—એ રાત વીતતી જ નહોતી.

એની જ મહેફિલમાં એના જ કંઠની કૈફિયત નોંધાઇ હતી, 'હું ઝાંખી પડી જાઉં છું—આ સારગીના સૂર પાસે ...!'

અને રાત્રિએ નજમને ઉંઘ ન આવી. એણે જે મસ્તીથી સારંગી બજાવી હતી; જે ખુમારીથી તાર છેડયા હતા; જે નશાથી જીવનના આરામ સમી, બેટીની યાદનાં સુરો બજાવ્યા હતા એને લીધે એની આવતી કાલની રોટી ભયમા આવી પડવાની હતી

સારંગીની ગોદમાં એની આંખો મીંચેલી પડી રહી !

(૪)

'દેખો નજમ !.. તુમ બજાતે તો ઠીક હો ! લેકીન, તુમારા યહાં રહેના મેરે લિયે ઠીક નહિ હય ! ઇસ લિયે તુમ ચલે જાવ, કહીં ઓર જગે નોકરી ઢુંઢ લેના.'

એ દાદર ઉતરી ગયો. જે સારંગીએ, જે સુરોએ જે તારોએ એને મસ્તી આપી હતી; કીર્તિ આપી હતી; ખુમારી આપી હતી; કલા આપી હતી. એજ સુરો એ જ કલા એની પાસેથી રોટી છીનવી રહ્યાં હતા,

એ ભટક્યો, ....ખુબ, ખૂબ,'

એક ઘર, ... બીજુ ઘર,.. .ત્રીજું ઘર,

મુંબઈની, પુનાની, વડોદરાની...અનેક શહેરોની ગાનારીઓનાં ઘરની નોકરી એણે કરી હતી.

પણ ઘણે સ્થળેથી એના કાનોએ સાંભળ્યું હતું.

'તુમકો નોકરી કરના હય !'

'હાંજી !'

'તો જીસ ઢંગસે મય ગાતી હું વેઇસે હી ઢંગસે બજાયા કરો. મેરે ગલેકી આગે મત બઢો । તુમહારી સારંગી કે સુરકો અયસે બસુરે બના દે કે લોગ સીર્ફ મેરે સંગીતકો, મેરે ગાનેકો સુનતે રહે. ઓર તુમારી સારંગી કહીં કહીં ગાયબ હો જાય, બસ ઇસી સર્ત પે તુમકો નોકરી મીલ શકતી હય !'

આ શબ્દોથી નજમના કાનમાં ગરમ, ઉનું ઉનું ઉકળતું સીસુ રહ્યું... । જે કલાને એણે જીગર અને જિંદગીના શ્વાસથી પાળી હતી, પોષી હતી એ જ કલાનું ગળુ તે રૂંધી નાખે ?...કેમ બને !

પણ એની આંખ સામે એની બેટીની સુરત ખડી થઈ ગઈ,.. બે ચાર વર્ષમાં તો તે જવાન બની જશે; અચ્છી ગાનારી બની જશે. તે એને પૈસા કેવી રીતે મોકલી શકશે ?.

'તુમકો નોકરી કરના હય તો મેરા ખ્યાલ કરો, તુમ હમારે નોકર હો,'

એક ગાનારીએ એક દિવસ નજમને સુણાવી દીધું.

'ક્યોં ?'

'હાં, .. આપ હમારે નોકર હય...મેરે ગાનેસે આપકો રોટી મીલતી હય, આપકી સારંગીસે નહિ'

નજમથી વધુ સાંભળી શકાયું નહિ; તે એકદમ દાદર ઉતરી ગયો.

સારંગીને ગોદમાં લઈ એ ખૂબ ખૂબ ભટક્યો વિશાળ શહેરના સીના પર જાત જાતના સંગીતના સુરો એણે સાંભળ્યા.

કોઈક હોટેલમાં રેડિયો બજી રહ્યો હતો.

કોઈક ઘરમાંથી ગ્રામોફોનની રેકર્ડના સુરો બહાર આવતા હતા.

કોઈક મોટરમાંથી દૂરના શહેરનું યુરોપીયન સંગીત સંભળાતું હતું.

કોઈક ભીખારી પોતાની બોખરી હલકથી ગાતો ગાતો ભીખની રીત દેખાડી રહ્યો હતો

નજમે એકદમ ખીસ્સામાં હાથ નાખ્યા; થોડીક નોટો એની પાસે હતી. એણે પોતાના વતનનો માર્ગ લીધો...

* * *

એ ક્યાં જઈ રહ્યો હતો?— રોટીની તલાશમાં કે એને દુનિયાએ જે પાઠ શીખવ્યો હતો એનો જવાબ આપવા!

(૫)

એજ જમુના નદીના કિનારે જ્યાં વર્ષોથી તાજ ખડો છે, ત્યાં સાંજની ગુલાબી રોશનીમાં નજમને જીવનનું દર્દ ઘુંટાયેલું દેખાય છે!... આકાશમાં ગાતાં ગાતાં ઉડતાં પંખીડાઓના અવાજમાં એને એક જ અવાજ સંભળાયો:

'તુમારી કલા!— તુમારી સારંગી!... તુમારી મસ્તી!...ઇસ દુનિયાકે લિયે નહિ હય!'

એ દોડ્યો!... જ્યાં એની પ્રિયતમાની નાનકડી આરામગાહ હતી ત્યાં—

એણે ત્યાં બેસીને સારંગીના સૂરો છેડ્યા. એણે બજાવ્યું–પેટ ભરીને. પોતાની વેદના, દર્દ, મસ્તી, બધાયને એણે પોતાની સારંગીના સુરોમાંથી બહાર કાઢી કબર પર ફૂલોની મશાલ વેરી દીધા!

એણે બજાવ્યાં જ કર્યું– સારી ગત સુધી!

જમુનાના નીલવર્ણાં–કાળાં–ભમ્મર પાણીએ વહ્યાં જ કર્યું.

એણે કહ્યું 'દુનિયા કલા નથી માગતી–એને જોઇએ છે નઝાકત! એ માટે કદાચ દુનિયા તને નહિ સંઘરે. તો પછી તું તારા અબ્બાની અને અમ્માની ગોદમાં આવીને બેસજે!...ત્યાં જ તારા કંઠનો સાદ સોળે કળાએ ખીલી નીકળશે...! ત્યાજ તારી કલા જીવનનો પરમ આનંદ અનુભવશે!'

એણે બજાવ્યા જ કર્યું!...ક્યાં સુધી? જમુનાના જળ વહેતાં જ રહ્યાં!...ક્યાં સુધી? 'તાજ' પર ચાંદની ઢોળાતી જ રહી!...ક્યાં સુધી? ગુલશનમાં ગુલાબ પર બુલબુલે ગાયા જ કર્યું!...ક્યા સુધી?...

બુલબુલના સીનામાં ગુલાબનો કાંટો આબાદ પરોવાઇ ગયો હતો... બુલબુલે ગાયા જ કર્યું. .ત્યાં સુધી જ્યારે બુલબુલનો લાલ સીનો ખૂનના રંગથી વધુ લાલ બન્યો ત્યા સુધી!

નજમે બજાવ્યાં જ કર્યું ..!...ત્યાં સુધી!

બુલબુલનું ગાન બડી ફજરમાં બંધ પડ્યું! બડી ફજરની શબનમ ગુલાબના કાંટા પર પડેલા રાતા ખૂન પર નાચી રહી હતી.





## ધુમાડિયું

ભાંગેલ આરસના ટુકડાવાળા ટેબલ પર સિગારેટના ઠુંઠા નાખવાનું ડબલું 'એશ-ટ્રે' બનીને પડ્યું હતું. બે સિગારેટનાં ઠુંઠાં અડધી બુઝાયેલી હાલતમાં હજુ ધુંધવાઈ રહ્યાં હતાં એટલે ડબલાના બંબામાંથી ધુમાડો બહાર નીકળી ગયો હતો. ખૂણામાં ભઠ્ઠી જલતી હતી. ભજિયાં તળવા માટેની કઢાઇ હેઠળ સૂલગતા કોલસામાંથીયે ધુમાડો બહાર નીકળીને ઉપરની કાળી છતને વધુ કાળી બનાવતો હતો. એક ખૂણામાં જાળાંઓનાં જૂથમાં કાળાં પાણીના હૃદયહિન કેદી જેવું એક કાળું ધુમાડિયું ગૂંગળાતા ધુમાડાને પોતાના મોમાં લઇ દિલમાં સમાવી લેતું

આસમાનમાં રતાશ પથરાઇ હતી. સૂરજ શહેરની ઇમારતોની ક્ષિતિજ પાછળ લપાઇને કેટલાક મહોલ્લાની આંખોમાં ડૂબી ગયેલો દેખાતો હતો.

મિલના ભુંગળામાંથી ધુમાડો નીકળતો હતો!... કેટલાય મજદૂરોની ઉત્સાહશક્તિ જલીને ધુંધવાઈ રહી હોય ને, એમ ચીમનીમાંથી નીકળતા ધુમાડાની કલાત્મક હાર રાતા આકાશમાં કાવજુનર દોરતી જતી હતી.

શિરીષ બેઠો હતો સમી સાંજે એના દિમાગમાં ન સમજાય એવી ગડમથલનો જંગ ખેલવા માટેનું મેદાન તૈયાર કર્યું હતું. એના હાથમાં સિગારેટ જલતી હતી.

સિગારેટના ઠૂંઠા ફેંકવાના ડબલામાંથી ધુમાડો નીકળતો નીકળતો ઊંચે ચઢતો હતો

મિલના ભૂંગળામાંથી નીકળતો ધુમાડો પણ ઊંચેને ઊંચે આકાશના ગેરુઆ, રાતા, આસમાની રંગોની વચ્ચે સફર કરતો હતો.

શિરીષના હાથમાંની સિગારેટ જલતી હતી શિરીષ દમ મારતો, મોંમાંથી ધુમાડા બહાર નીકળતા હતા. છતના ખૂણામાં જાળાંઓનાં થરથી ઘેરાયેલા ધૂમાડિયા કોલસાની ભઠ્ઠીમાંથી નીકળતો ધુમાડો ઘેરાયા કરતો હતો.

એના દિમાગમાંથી યે 'ધૂમાડો' બહાર નીકળતો હતો— એના દિમાગમાં 'ટેંક' જામી રહ્યું હતુ

૭ મહિના થઇ ગયા... બેકારીએ એને સમયની આકરી કિંમત બતાવી દીધી હતી, બેકારીનું દામ આપવા માટે એની પાસે પાઇ પણ નહોતી.

હોટેલની ભઠ્ઠી જલતી હતી. ધુમાડો બહાર નીકળતો મિલની ચીમનીમાંથી યે ધુમાડો ઊંચે ઊડતો હતો.

સિગારેટના ડબલામાંથી અડધી બુઝાવેલી સિગારેટનો ધુંધવાયેલો ધુમાડો બહાર નીકળી વાતાવરણને ગૂંગળાવતો હતો.

ડબલામાં આઠ સિગારેટના ઠૂંઠાએ ઢગલો કરી દીધો હતો ધુમાડાનુ જોર બમણું વધતુ જતું હતું

શિરીષે ગજવામાંથી પેનસિલ અને કાગળનો ટૂકડો બહાર કાઢયાં. ધુમાડાથી ઘેરાયેલા વાતાવરણ વચ્ચે એણે કોરા કાગળના ટુકડા પર કલમ ચલાવવા માંડી.

'મેં આ રસ્તો શા માટે લીધો ?... મને પોતાને શરમ આવે છે. હુ એલ એલ. બી થવા ચાહતો હતો, પણ પૈસા ક્યા છે ? બી. એ તો થયો, પણ નોકરી ક્યાં છે ? ઘેરથી મામાના કાગળો આવે છે—પૈસા મંગાવે છે. જે હતું તે-મારી કોલેજની કેળ-

વણી માટે ખર્ચી નાખ્યું. આજે છ મહિના થયા હું તલાશમ છું.–નોકરીની!

"...ને ગઈ કાલે જ સુનયનાના પિતાની ઓફીસમાં જઈ આવ્યો. એ તો મોટા વ્યાપારી છે. રૂ બજારમાં એમનો વટ છે. પણ મારે માટે નોકરી નથી. કહે છે– વખત બહુ ખરાબ છે.

"સુનયના... આહ! ખરેખર એ સુનયના જ છે. એ જ્યારે જાણશે કે મેં ન કરવાનું કર્યું– આત્મઘાત કર્યો– ત્યારે મને બીકુ, કાયર, 'મર્દ' નામનો વેરી ગણી કાઢશે. પણ હવે તો બીજો ઉપાય નથી– શું કરુ?

"હજી રાત બાકી છે... વિચારોના ધુમાડામાંથી મન બહાર નીકળે ત્યારે ખરુ! નહિતર આ ઝેરી ધુમાડા વચ્ચે હું જીવનને ઝેર આપી દઈશ"

મિલમાથી મજદૂરોનાં જૂથ બહાર નીકળતા એણે જોયાં. એ અટક્યો. પેનસિલ ગજવામાં મૂકી. કાગળ પર લખ્યું હતુ તે ફરી વાંચી ગયો. એણે ફરી આસમાન તરફ નજર કરી

સૂરજ ડૂબી ગયો હતો. એની દૃષ્ટિમાં એની આશાનો સૂરજ કદી ઓલવાઈ જાય ખરો? અંધારું ઘેરાતું હતુ આપઘાતનાં અંધારાં એનાં જીવનને ગળી જશે?

"તો યે હજી યે મિલની ચીમનીમાથી ધુમાડાના ગોટેગોટા બહાર નીકળતા હતા–કાળી વણજાર આસમાનના રાતા રણમાં સફર કરતી હતી.

ભઠ્ઠી જલતી હતી. ઘાસલેટની બત્તી જલતી હતી બીડી જલાવવાનું દોરડું જલતું હતું, મજદુરોના મોમાં બીડી જલતી હતી.

શિરીષ પોતાના જીવનને પણ જલાવવાની તૈયારી કરતો હતો.

(૨)

તે એકલી બેઠી હતી!. મો પર ચૂનો ચોપડીને, હોઠ પર 'લીપસ્ટીક' ને બદલે રાતો રંગ ચોપડીને, પહેરવાનું બહાનુ કરીને એક જ ફ્રોક .. ઘાલીને, શરીરે નાગી. ચૂંથાયેલા– આવ્યા પહેલાં પી

ગયેલા– જીવનને, જે હોઇ તો શકતુ હતુ છતાં યે જે નહોતું, તેને બતાવતી નાનકડી, કંગાલ, સડેલી, ગંદકી અને કચરાભરી એક કોટડીમાં!

ચૂલામા થોડાક લાકડાં સળગ્યા પછી ધુંધવાતા હતા.

ધુમાડો બહાર નીકળતો હતો. ત્રણ સળિયાવાળી નાનકડી બારી-સાથી એ બહાર રસ્તો મેળવતો હતો.

પૈસાના ઘાસલેટની બત્તીનો કાકડો ખૂબ જોશથી બળતો હતો. એનો ધુમગોટ ઉપર ચઢતો હતો

એ સમજતી હતી કે કોઇ નહિ ને કોઇ એને 'રૂપાળી' ગણી, એની કોટડીમા, એના અસ્તિત્વ નહિ ધરાવતા જીવનમાંથી ગરમાટો લેવા જરૂર આવશે

અને એ જ્યા જ્યા ગઇ, જોબનનો ધૂપ જલાવી સાંસ અને લોહીનો રૂપ અને વાસના ભુખ્યા પા કલાકના 'પ્રેમ'ના પ્રેમીઓને સતોષવાનો ધીખતો ધધો કરનારા જે જે ઘરમાં એ જઇ, આવી ત્યાં ત્યાથી એને રવાનગી મળી ગઇ

'આવીને તો કોઇ નોકરાણી તરીકે પણ નહિ રાખે!' કોઇક સ્થળેથી એણે સાંભળ્યુ હતુ

એની આંખો રાત જાગીને જલતી હતી એમાથી ધુમાડો બહાર નીકળતો એને લાગ્યો. ઘાસલેટની બત્તીમાથી, એની શિખા પરથી, ધુમાડો ગોટેગોટા બનીને ઉપર ચડતો હતો.

બહાર ભઠિયારખાનું હતું. ઉપર 'ડબલ' રોટી પકાવાતી હતી. અંદર માનવીઓનુ ટોળુ 'ગોશ-રોટી'થી પેટની ભઠ્ઠી ઠારતું હતું.

ભઠ્ઠી પરની લોખંડી તાવડી હેઠળથી અગારમાથી થોડો થોડો ધુમાડો કોઇ વાર બહાર નીકળતો હતો.

'આઠ દિવસ થઇ ગયા!'

'કોઇ ઘરાક નથી!'

'મુંબઇમાં શરાબીઓને પણ પૂરેપૂરુ દેખાય છે...એ લોકો પણ ભૂલથી આ કોટડીમા પગ નથી મૂકતા!'

'કાલે પઠાણ પૈસાની ઉઘરાણી કરશે '

'કાલે ઘરવાળાને ભાડું ચુકવવું છે!'

'આ ધંધો પડયો છે...હવે મને ચાકરી તરીકે યે કોણ ગમે?...ભીખ માગુ? કોણ આપશે?'

'શું કરું?...આજે ઘરાક આવે! ખુદાની મહેર ઊતરે!.. થોડાક પૈસા મળે...બસ! આજે જ જિંદગીનો ખાત્મો કરી દઉં!'

'બસ!... બસ આજે જ વહેલી સવારે અફીણ ઘોળીને પી જાઉં!'

'એક જ આદમી જોઈએ. અફીણના પૈસા માટે!'

એ ઊભી જ રહી... ગહ જોતી! શરીરને વધુ જ નગ્ન બનાવતી, વધુ જ ચાળા કરતી, વધુ નખરાં લહેગવતી, અંદરથી જલતી-બહારથી હસતી, અંદરથી મરી ચુકેલી- પણ અત્યારે તો બહારથી જાણે જીવતી હોય તેમ.....જેની હસ્તી નહોતી એ જોબનની ધુણી જલાવીને!

એમાંથી ધુમાડા નીકળતા હતા।

ધાસલેટની બત્તીમાંથી ધુમાડા નીકળતા હતા! હોટેલની ઘડિયાળનો કાંટો આગળ અને આગળ ચાલ્યો જતો હતો! બાર! એક! વાગી ગયા!

ભઠિયારખાનાની ભઠ્ઠીમાં જલતા અંગારા પર પાણી રેડાયું. ધુમાડાએ ફરી ત્યાં વહેવા માંડ્યું.

માનસિક ધુમાડાના ગુંગળાટમા એ 'છોકરી', એ 'નારી', એ 'સ્ત્રી' પોતાના 'નારીત્વ' ની મિટાવેલી હસ્તીને જાહેરમા મૂકતી અર્ધ નગ્ન હાલતમા ઊભી જ હતી!

'કોઈક જરૂર આવશે!'

પોલીસનો એક રાઉન્ડ!...બીજો રાઉન્ડ!!.. ત્રીજો રાઉન્ડ!!! રસ્તાના શ્વાસ બંધ પડયા. બે વાગી ગયા 'કોઈક આવશે! ચાર આઠ આના જરૂર મેળવી લઈશ.'

'કાલે ઝેર પીને ખાત્મ કરી નાખીશ!'

પણ એ કાળી કોટડીમાં ધુમાડાના ઊભા લીટાને ચીતરતો ઘાસલેટનો દીવો 'એક પૈસા'ની તાકાતને વસૂલ કરતો છુજી યે જલતો હતો.

એ જમીન પર ફસડાઈ પડો. .... કોઈકના પગલાનો અવાજ સંભળાયો..... એણે આંખોને આવતા અંધારા વચ્ચે જ ઝર્યું: 'આઈએ મેરી જાના મેરે પ્યારે!' અંધારું એ મૂંગો અવાજ ગળી ગયું

પણ એ કોણ હતું!... કે કોઈ જ, નહોતું!!

( ૩ )

'મહાગોની પોલિશ' થી ચમકતા વિશાળ ટેબલ પર કામવહિયાના બંડલો પડ્યા હતા પાસે બેથી ત્રણ ટેલિફોન હતા. બે ત્રણ ટેલિફોન હતા, ખડિયો નહોતો, શાહી નહોતી, પણ કાચના શુશોભન વચ્ચે 'શેફર' ની 'લાઇફ ટાઇમ' ફાઉન્ટન પેન પડી હતી. એની સામે 'ચેક-બુક' પડી હતી પાસે જ કાગળિયાનો ઢગલો પડ્યો હતો.

ટેબલની બરોબર વચ્ચોવચ 'લેટર-હેડ' નું 'પેડ' હતું. એ 'લેટર-હેડ' પર વાંચી શકાતું હતું.

'શેઠ મનમોહનદાસ નરોત્તમદાસ'
સીડ્સ, કોટન-બ્રોકર્સ, બેન્કર્સ,
ફિનાન્શ્યર્સ એન્ડ મિલ એજન્ટ્સ.'

* *

'આ બધા બિલો ચુકવવાના છે. અજાન્તુ વલણ ચુકવવાતું... ને...બેલન્સ...!'

મોંમા સળગતી સિગારની રાખને કાચની મગરના આકારની 'એશ-ટ્રે'માં નાખીને શેઠ મનમોહનદાસે ફરીવાર સિગારને બે દાંત વચ્ચે ગોઠવી. ...ને પછી એકદમ 'દમ' લગાવી ધુમાડાના ગોટેગોટાને અવનવી રીતે સજાવટ પામેલા ઓરડાની સફેદ છત તરફ ઉડાડી દીધો.

સળગતી સિગાર!... ધુમાડો!!.. 'એશ-ટ્રે'માં બે સિગારનાં

ફૂદાં ફરી ગયાં હતા... પણ ખાકના બે-ચાર ટુકડા, ફરી રહેલા વીજળીના પંખાની તાકાત વચ્ચે, ભાગ્યા વિના-ઊડયા વિના અંદર આરામ લેતા હતા.

શેઠનાં દિમાગમા અસ્થિરતાનો ધુમાડો ધૂંધવાઈ રહયો હતો. બારી-બારણા બંધ હતા.

શેઠે કાગળિયા તપાસવા માંડયા–

વાલકેશ્વરની બિલ્ડિંગો...બધી જ મોર્ટગેજ–ફર્સ્ટ મોર્ટગેજ. સેકન્ડ મોર્ટગેજ...થર્ડ મોર્ટગેજ! ઊંહું! પ્રપોસીબલ!...એ બધાની એક સામટી કિંમત!..ઊંહું! કામ નહિ થાય!'.....

'શેઠાણીના દાગીના! હીરા-માણેકના દાગીના. ઝવેરાત...બધાની કિંમતનો સરવાળો!......'

શેઠ કાગળ પર આંકડાઓ લખવા બ્લુ પેનસિલ ઉઠાવી. આંકડા લખ્યા. સિગારેટનો ફરી 'દમ' લગાવ્યો

એમના કાગળ પર પરસેવો જામ્યો હતો.

એમનું શરીર ગરમ ગરમ છતાં દિલ ઠરંગાર થઈ જતું લાગ્યું.

'હું નાદારીમા જાઉં? .. એકવાર નો ગયો, બીજીવાર ગોટાળો કર્યો... હવે..?'

'બધી જ મિલકતનો આટલો સરવાળો! બજારને આપવાના છે... આટલા! .. સરવાળો!... ઊ હું હુ! પ-તો જ નહિ લાગે! ત્યારે?'

શેઠ એકદમ ઊભા થઈ ગયા શરીરની બધી જ તાકાત એકઠી કરીને તેઓ ઊભા તો થઈ ગયા–પણ પગમા તાકાત નહોતી. એમણે દીવાલ પર લટકતી તસ્વીરો જોઈ.

એમને માનપત્ર મળ્યું હતુ. એની 'આર્ટિસ્ટિક' રીતે છપાયેલી અસલ નકલ કાચની ફ્રેમમાં મઢાયેલી હતી'

પાસે જ વિલાયતના સાહેબની સોસાને આપેલી પાર્ટીનો

મેળાવડાનો–ફોટો હતો ! ..ખાણી...પીણી !...શેઠની કેટલી ઈજ્જત હતી ! ..

અને આગળ ચાલતાં તેમની નજર બીજી તસ્વીર પર પડીઃ શેર. બજાર–રૂ બજારના ભલભલા વેપારીઓની સભા વચ્ચે, સરદાર વલ્લભાઈ પટેલની વચ્ચે, વ્યાપાર અને રાષ્ટ્રોન્નતિ પર ભાષણ આપતા શેઠના મુખ પર કેવુ તેજ ચમકતું હતું !

અને આ ફોટો ?... વાઈસરોયની પાર્ટીમા ?... શેઠ રૂઆબથી વાઇસરોય સાથે હસ્તધૂનન– 'શેક હેન્ડ' કરતા જણાય છે!... એમને માટે ખાસ ફોટોગ્રાફરે ઝડપેલી, ખાસ કિંમત આપીને ખરીદેલી આ તસ્વીર !

'ઊં...હુ !...આ બધું કંઇ જ કામ નહિ આવે !'

શેઠે ચાવીનો ઝુડો લીધો.

અત્યાર સુધી નહિ ઉઘાડેલુ–કોઇક વાર જ ઉઘાડેલુ–ટેબલનું સૌથી નીચેનું ખાનુ ખોલ્યું આહા ! વર્ષો પહેલા મંગાવેલી રિવૉ-લ્વર !...લાઈસન્સ નબર .. હા, બધું બરાબર હતુ !...

હા, એ જ રિવૉલ્વર !...જ્યારે મિલમા હડતાલ પડી હતી ! મજદૂરોના નેતા સામે ગરમા ગરમીમા કંઇનુ કઇ બોલી જનાર શેઠ પર મજદૂરોએ ધસારો આણી દીધો હતો ! ..એમના ટેબલ પર પથ્થરનો ઘા પણ પડ્યો હતો...ને એમના હાથમાંની એ જ રિવૉલ્વરની ગોળી છૂટી હતી !...એક મજદૂર ઘાયલ થયો હતો ! બીજો જાનથી ખતમ થયો હતો !

એ જ આ રિવૉલ્વર !

એમણે રિવૉલ્વર બહાર કાઢી, હાથમાં ઝાલી, આંગળીને એના ઘોડા પર દબાવવા લગાડી પણ ખરી. સામેના કબાટમાં આયનો હતો. એમણે પોતાની તસ્વીર જોઇ ! પરસેવાના બિંદુઓથી તર–બતર ભીજાયેલુ મો જોયું !. . વીખરાઇ ગયેલા બાલ વચ્ચે પડેલી ટાલ પર હાથ ફેરવી જોયો !... પરસેવો !... રિવૉલ્વરવાળો હાથ ઉપર ગયો !...

મગજ આગળ રિવોલ્વરની લોખંડી નાળ અટકી ગઈ.

કેવી ઠંડી ટાઢી ભોળ હતી એ રિવોલ્વરની નળી !... ..'ઘોડો' દબાવી દઉં ?'

ફરીવાર તેઓ ટેબલ પાસે આવ્યા. સિગારના ૪ 'બોકસ' માંથી બીજી સીગાર ચેતાવી. ધુમાડાના ગોટેગોટા બહાર નીકળ્યા. ગુંગળામણ વચ્ચે એમણે રિવોલ્વરને ફરી કાગળિયાનાં ઢગલા વચ્ચે, ઊંડી જતાં કાગળિયા પર, વજન તરીકે મૂકી દીધો.

ફરીવાર સિગારનો દમ !...ધુમાડા !!!... ગુંગળામણ.. પણ એ સજ્જ થયેલા ઓરડામાં ધુમાડિયું નહોતું ને!

એમને લાગ્યું કે બારીબારણાં ખોલી નાખું !...પંખો બસ નથી !...એમના પગ એક બારી પાસે ચાલ્યા ગયા, બે હાથ વડે બારી ઉઘાડી નાખી પણ આટલો કંપ ! ,..આટલી ફીણજારી !!

બહારની દુનિયાએ એમને જણાવ્યું કે સાંજને રાત ગળી જતી હતી. 'કોટનગ્રીન' શાન્ત–શૂન્ય હતું ! કેવળ એમની જ ઓફિસમાં જીવ હતો !

દૂર દૂરની મિલની ચીમનીઓમાંથી ધુમાડો નીકળતો હતો ! આકાશના લાલ રંગોની વચ્ચેથી એ ધુમાડાના ગોટાઓ પણ પોતાની ધીમી મજલ આગળ ખેંચતા હતા.

...પણ બહાર આ ધાધલ શાનુ ? . બંબાવાળાઓની ઘંટીનો જોરશોર અવાજ ! આગ લાગી !... કયા ગોડાઉનમાં ?. . વીમો કેટલો છે ? કોઈકે જાણી જોઈને લગાવી દીધી !!... કોના કરતૂક છે ?...

આ બંબાવાળા આવ્યા .!... ધનનનન ધનનનન ! ઢનનનનનન ઢનનનનનનન !... ઘંટડી ! ઘંટારવ ! કોલાહલ ! માનવમેદની !

આસમાનમા કાળા ધુમાડાના ગોટાઓ !

'આપણા ગોડાઉનમા માલ જ કયાં છે ?'

'એમણે મગજ સ્થિર કરવા સિગારનો દમ લગાવ્યો !' બહાર ફેંક્યા !...બહાર આગ લાગી હતી !

એમણે કપાળ પરથી પરસેવો લૂછ્યો! પછી બારીને એકદમ ફટાક દઇને બંધ કરી દીધી! ફરીવાર રિવોલ્વર ઉઠાવી લીધી ખુરસી પર શરીરને નાખી દઇ તેમણે હાથમાં 'શેફર્સ' ફાઉન્ટન પકડી : એમનો હાથ ધ્રૂજી ઊઠ્યો!

કાગળ પર લખવા માંડ્યું ..શું લખાય?

સિગારનો ધુમાડો !...બહારથી આવતો અવાજ! એમની ગુંગળામણ આ બધાને ગળી જતી હતી!

કંઈક લખ્યું! હાથ હજી ધ્રૂજતો હતો!

એમણે કાગળ ફાડી નાખ્યો! ડૂચો વાળી 'વેસ્ટ પેપર બાસ્કેટ' તરફ નજર કરી એમા ફેંકી દીધો!

એમાં કેટલાય કાગળો ફાટેલી હાલતમા ચીરા થઈ પડ્યા હતા!

'હા, હા પેલી સુગધાનો!... પેલી હશમત જાનનો!... પેલા પંઢરપુરવાળા અનાથાશ્રમના મહંતનો!... બધાજ કાગળોના ડૂચા-વચ્ચે આ કાગળનો ડૂચો પણ ઉમેરાયો.

ફરી લખવા પ્રયત્ન કર્યો, હાથ ધ્રૂજ્યો, કલમ ધ્રૂજી.

શેઠના હાથમાની આંગળીઓમાંથી ફાઉન્ટન પેન ટેબલ પર સરી પડી એજ પકડી લીધી!

એમનું માથું ટેબલ પર ઢળી પડ્યું! રિવોલ્વરના ઘોડા પર આંગળી દબાય એટલી તાકાત પણ તેમનામા નહોતી શું!

સળગતી સિગારનો ધુમાડો ઊંચે ને ઊંચે ચઢતો ગયો!

(૪)

ચાર માળાની જંગી ચાલ હતી. કાળી અંધારભરી, અને તેમા 'બ્લેક-આઉટ' ના કાળા બુરખા પહેરીને બેઠેલી વિધવા જેવી વીજળીની બત્તીઓ ધોળે દિવસે પણ જલ્યા કરતી, ગંદકી ફેલાયા કરતી, દાદર પર કચરો, મચ્છરો, વાદા અને કંસારીઓનો વ્યવહાર ગેજ રાત-દિવસ ચાલ્યા કરતો હતો.

સાંજ ક્યારે પડતી, સવાર ક્યારે પડતી, મધરાત ક્યારે થતી . એની નોંધ લેવા ઘડિયાળ સિવાય બીજાનો આશ્રય આ ચાલીને નહોતો, કારણકે ત્યાં કાયમ અંધારું જ ઘેરાયા કરતાં, કાયમ ખૂણા પરના નળનું પાણી વહ્યા કરતું. કાયમ ત્યાં કપડાં ધોવાયા કરતાં કાયમ ત્યાં વાસણ ઉટકાયા કરતાં. કાયમ સંડાસની હારમાં કોઇને કોઇ ધબાક લઇને કમાડ બંધ કરી દેતું હંમેશ કોઇને કોઇ અજાણ્યું કે ઓળખીતું ત્યાંની લપસણી શેવાળવાળી જમીન પરથી લપસી પડતું!

ચાલીમાં અર્ધાં નાગાંપૂગાં ફાટેલાં કપડાં સાથે છોકરાંઓ અંધારામાં લખોટીઓ રમ્યા કરતાં

સાંજ પડતી એમ જણાય ત્યારે ઓરડીઓમાં ચૂલા સળગતા... એમ થી ધુમાડો નીકળ્યા કરતો. દરેક ઓરડીમાંનો ધુમાડો, ધુમાડિયાને અભાવે ઓરડીમાં ગૂંગળાઇ ગયા બાદ બહાર નીકળતો— ચાલની નાનકડી બારીઓ વાટે અને અંદરની ઓસરીમાં વીખેરાઇ જવા બારણા વાટે

સાંજ પડતીને ચૂલાના ધુમાડા જાગતા

જે ભાડૂતો વીજળીની બત્તી નહોતા વાપરતા તે ઘાસલેટના દીવાને વધુ સતેજ કરતા—એમાંથી ધુમાડો નીકળતો

નથુ દેવજીના ઘરમાં ચૂલો સળગતો હતો. ત્રણ છોકરાં નાગાં— બે છોકરાઓ અને એક છોકરી— નાકમાં શેડાની લીંટ સાથે, એની ઊડતી માખીઓની સાથે, અહીંતહીં ઘૂમતા હતા. ઘૂમવાને તેઓ ‘રમવાનું’’ ગણતા હતા

ચુલા પાસે એક સ્ત્રી બેઠી હતી.

એનો વર્ણ ગોરો હતો કપાળમાં મોટો ચાંદલો હતો. એણે કિરમજી રંગનું છાયલ અને નીચે લીલો ઘાઘરો પહેર્યાં હતાં. એના મુખ પરથી સમજાતુ હતુ કે એ જુવાન હતી; પણ જુવાનીનો જમાનો, વાતાવરણ સંજોગો ગળી ગયો હતો!

ખૂણામાં એક વૃદ્ધ સ્ત્રી બેઠી હતી, સફેદ વાળ, મો પર કરચલીઓ, કાળું છાયલ અને લાલ રંગની ચોળી એના—એની ફિ

આપવા આટલુ બસ છે એણે બૂમ મારી :

'વાલામુઇની વહુ ! . આટલો ધુમાડો કરે છે? જોતો નથી ?

વહુ કંઈ બોલી નહિ...ફરીવાર અવાજ આવ્યો. 'સાંજ પડી ગઈ, હજી આધણુ મુંક્યુ નથી ? તારો બાપ શું જમશે ? આજે રાત પાળીએ જવાનો છે.'

એટલી વારમા જ એક પુરૂષ આવ્યો. ટોપી ઉતારીને એક ખૂણામા ફેંકી વીખરાયલા વાળ અને ખરબચડુ મો ..એના મોમાંથી દુર્ગંધ આવી રહી હતી.

ડોસી પર વહુ ત્રાટકી પડી વહુ ઉપરથી તેલની બરણી ઉતારતી હતી નીચે બિલાડી 'મિંઆઉં ! મિયાઉ !' કરતી એના પગની સાથે પોતાનુ શરીર ઘસી રહી હતી બરણી સરકી પડી– તેલ ઢોળાઇ ગયુ !

ગાળોનો વરસાદ!

પુરુષનો મિજાજ ગયો !

એણે ખૂણામાથી લાકડી ઉચકી ફડાફડ એ લાકડીઓ પેલી સ્ત્રીના શરીર પર પડી

એ કંઈ બોલી નહિ એણે બારીમાથી બહાર જોયું...જોયા જ કર્યું !.. આખો ઢાળી દીધી – મીચી દીધી ! અસહ્ય મારથી એ બેભાન થઈ જમીન પર ફસડાઇ પડી

છોકરાઓ અર્ધાં નાગા બહાર જ ઊભાં હતાં. પાડોશીઓ અંદર અંદર વાતો કરતા હતા. ચૂલામાથી ધૂમાડો ઉપરની છતને વધુ કાળી કરતો હતો

'રાક્ષસ છે!'

બહારથી ધીમા અવાજ સભળાતા હતા–'રોજ રોજ રોજ આમ થયા કરે છે ! '

'બિચારી કમળા ! '

'કેવી મઝાની સ્ત્રી છે–એના આવા હાલ ! '

આવ્યે હજી ત્રણ વર્ષ નથી થયાં !...ત્રણ છોકરાં થયા...ચોથું પેટમા છે ! '

'...ને ઓલો એનો ધણી–સાસુ કરતાંયે વધુ ખરાબ છે!

'સાસુ તો મુઇ ડાકણ છે!'

'અરે, કમળા તો સારી છે– મુંગી ગાય જેવી ગરીબ છે... પણ એનો મોટી કેવો છે!'

'અરે, રોજ રાતના દારૂ પીને આવે છે, ઘરને ઉજ્જડ કરી નાખે– જો કમળા ન હોય તો!'

'રોજ રોજ બિચારીને માર પડે છે!'

'ધણીને પોલીસને હવાલે કરો!'

'આ દારૂડ્યા, જુગારી નફ્ફટ અને બેશરમને તો જેલમાં મોકલવો જોઈએ'

બહારનું ધાંધલ વધતું જતું હતું અંદરથી કોઇ સ્ત્રીના કરૂણ રૂદનનો અવાજ આવતો હતો.

એ સ્ત્રી કંઈ બોલી નો'તી. ફક્ત એક જ શબ્દ : 'મને ભલે મારો, મારું ફૂલ ! ...મારા ઉદરમા છે ! એને જાળવજો !...'

પણ લાકડીઓ પડયે જતી હતી.. સડાડડડક !
સડાડાડડક !... સ્ડાડાક !

આખરે એ બેશુદ્ધ બની ગઇ. ધુમાડો વધતો ગયો !...પવનના જબ્બર સુસવાટાએ ત્યાંથી ધુમાડાને વીખેરીને ચુલામા આગ મૂકી દીધી !...ફૂંકાતો પવન !...ઘેરાયેલુ આકાશ !...મિનિટ પછી તુટી પડેલો વરસાદ...

બહાર વરસાદ વરસતો હતો !

અંદર ચુલાસાં આગ જલતી હતી !

એક સ્ત્રીના મો પર ટાઢું પાણી રેડાતું હતુ આગ જલ્યે જ જતી હતી !

બત્તીનો ધુમાડો ઉપરને ઉપર ચડયે જતો હતો !

ચાલીમાં અંધારાની દુનિયામા કંસારીઓ બોલતી હતી.

(૫)

બીજા દિવસની સવાર !

સુરજના કિરણો, વરસી ગયેલા વરસાદને લીધે ભીની થયેલી વૃક્ષરાજી પર ચમકતા હતા.

આકાશમાં વાદળો વીખેરાઈ ગયાં હતાં.

મિલની ઊંચી ઊંચી ચીમનીઓમાંથી ધુમાડો મંદ મંદ ગતિએ ઉપર ચઢતો હતો.

શિરીષ બેઠો હતો બાંકડા પર.

એના હાથમા વર્તમાનપત્ર હતું, મોં પર નવી આશાની ચમક હતી. એણે ઊડી જતા પંખીઓને આકાશના નિરભ્ર વિશાળ ઘુમ્મટમાં વિચરતા જોયાં. ખૂબ વરસાદ પછી પ્રસરેલી શાંતિ અને પ્રકાશી રહેલાં સૂરજનાં કિરણો રસ્તા પરથી ઢોળાણ તરફ વહી રહેલાં પાણીનાં ઝરણાંઓ પર નૃત્ય જમાવી રહયા હતાં.

શિરીષે આ બધાંને જોયા. સામેની અપ-ટુ-ડેટ બિલ્ડિંગના પ્રવેશદ્વારના બગીચામાં ખીલેલા પુષ્પો ઉપર રંગબેરંગી, તિતલીઓ, પતંગિયા નાચતાં હતાં. ઉપર પંખીઓનો કિલકિલાટ ગીતો ગાતો હતો

શિરીષે વર્તમાનપત્ર ખોલ્યુ. એની નજર પડી ચોંકાવનારી ખબરો પર, મોટા મથાળાં પર એની આંખે ઘુમી વળી, એનાથી બોલાઇ જવાયું ! સુનયનાના પિતાએ આપઘાત કર્યો ! કરોડપતિ માણસ હતો

મથાળા આ પ્રમાણે હતાં

'જાણીતા કરોડપતિ મિલમાલિકે કરેલો આપઘાત રિવોલ્વરના ઉપયોગથી જિંદગીનો અંત

'પાછળથી મળી આવેલા પત્રમાં આપઘાતના કારણનો ઉલ્લેખ.'

નીચે લંબાણપૂર્વક ખબરોની હકીકત છપાઈ હતી. વચ્ચે તેમનો ફોટો છાપવામાં આવ્યો હતો.

એણે એ આખી ય ખબર બરાબર વાંચી લીધી

ફરી તેણે ઉપર જોયું. ખુલ્લા વિશાળ આકાશમાં રમવા નીકળેલા સુરજના કિરણો ચેતનવંતા લાગ્યાં! એણે છાપાનાં પાનાં ફેરવવા માંડ્યાં.

શેઠ મનમોહનદાસના આપઘાતના ખબરથી એને દુઃખ પણ થયું નહિ. ખુશી પણ ન ઉપજી, ફક્ત એની સામે સુનયનાની તસ્વીર તરવરી રહી!

વર્તમાન પત્રમાં છેલ્લા ખબરના એક કોલમમાં ખુણામા એક નાની ખબરે એનુ ધ્યાન ખેચ્યું. એ આ પ્રમાણે હતી.

'કુંભારવાડા ચાલમાં હિંદુ સ્ત્રીએ કરેલો આપઘાત'

'પ્રાઇમસ સળગાવી બળી મુઈ'

'એવુ જણાય છે કે અત્રેના કુંભારવાડા ભુલેશ્વરની પાસેની ચાર મજલાની ચાલમાં રહેતી કમળાબાઇ નામની એક હિંદુ સ્ત્રી ગઇ કાલે રાત્રિએ પ્રાઇમસ સળગાવતાં, પોતાના શરીરનાં કપડ પર થોડુક ઘાસલેટ છાંટીને પ્રાઇમસની ઝાળથી કપડાં સળગાવી બળી મૂઇ હતી ખબર પડતાં તેને ઇસ્પિતાલમાં ખસેડવામાં આવી હતી, જ્યાં અડધા કલાક બાદ તેનું મૃત્યુ નીપજ્યુ હતું'

'મરનારે આપઘાત કર્યો હતો'

એણે ફરીવાર ખુલ્લા આકાશ તરફ જોયું ફરી ઊડતાં પંખીઓની હાર તરફ જોયુ લાકડા પર ચઢી રહેલી કીડીઓની હારની હાર તરફ એણે નજર કરી.

સામે બંધાઇ રહેલા મકાન પર પથ્થરને ઉપર ચઢાવી રહેલાં મજદૂરોના ગીતને સાંભળ્યુ.

"છાને રે નાની મનખા જિંદગી
એના સમના મહાન .."

શિરીષ ઊભો થયો છાપાને ઘડી વાળીને તેણે બાંકડા પર તેની પાસે મૂક્યુ. ગજવામાંથી ⁻ ગળ બહાર કાઢ્યો. એ ગ'

કાલનો જે કાગળ હતો, જેની ઉપર તેણે 'છેલ્લા નમસ્કાર'ની વાત લખી હતી ક્ષણવાર તો એ પત્ર ફરી વાંચી ગયો ને નજર ઊંચી કરી ફરી એકવાર સામે જોયું.

પથ્થર ઉંચકતા મજદૂરોના કમાન વળેલા દેહનાં હાડહાડમાંથી નીકળતો હોય એવો અવાજ ચીચુડા કરતો નીકળતો હતો—

આ રે ધૂળેથી પાછા જાગશે
મસ્તક મોંઘા સંસાર
થાક્યા-હાર્યા ને હૈયે પેટશે
એની જોત હજાર

અને શિરીષ હાથમાંના પત્રની કચ્ચર ઉડાવી દેતાં મક્કમ અવાજે ગુંજ્યો.

"આ રે ધૂળેથી પાછા જાગશે......"



## ૮

# નદી કાંઠે

રાતા ઉજળી દૂધ જેવી હતી અને આમ્માની ઘેરા રગનાં દેખાતાં ઝાડવાંઓની ઘટા પાછળ સોનાની થાળી જેવો ચાદો ઊગ્યો હતો. નદીને કિનારે પડેલી કાળી શિલાઓ વચ્ચેથી હુ ધીમી ગતિએ પસાર થતો હતો. એક પ્રકારની માર્દવતાભરી મસ્તી હવાની લહરીઓમાં નાચતી હતી છતા આવા સ્નિગ્ધ વાતાવરણમા યે કોણ જાણે શાથી મારુ દિલ ગહરી આહ મારીને ગમગીનીમા ડૂબી ગએલું મને લાગતુ હતું. ભારે હૈયે પગ ઉપાડતો નદીકાંઠની શિલાઓ પાછળ જેમતેમ ઊગી નીકળેલા ઝાડવાંઓની અંદર ધૂણી જગાવી બેઠેલા બાવાજીની પાસ રોજ ગતે જવાનો મારો કાર્યક્રમ હતો.

મેં થાળી જેવડો ચાદો જોયો, ઉજળી દૂધ જેવી ધરતીને સ્નિગ્ધ આલિંગન કરતી ચાદનીના ચાંદરણાંનાં સુશોભનોને આંખમાં સમાવ્યાં. તો યે હૈયું ખિન્ન જ હતુ. અને એ ખિન્નતાના મારા અંતરના આલાપને કારુણ્યની ટીપ પર મૂકી આવતુ હતું કોઈનું ઘેરુ દર્દનાક, તીણું અને કમ્પજનક રુદન...હા. એટલામા જ કોઈ રડતું હતું. બે મિનીટો ગઈ અને થોડોક પંથ કપાયો ત્યારે મેં જોયું કે નદીની કાળમીંઢ ભેખડની એક બખોલમાં ગુંચળું વળીને બેઠેલી એક સ્ત્રી વેદનાના રુદનથી વાતાવરણને પરિકમ્પ આપતી

હું પાસે આવ્યો ત્યારે મેં જોયું કે એ સ્ત્રી ખડકની ટાઢી-બોળ ગોદમાં પોતાની જુવાનીને ઢાંકી રહી હતી. એના સુગઠિત દેહમાં લાલિત્ય હતું પણ તિરસ્કારાયેલું, સુંઘીને ફેંકી દેવાયેલાં ગુલાબનાં ફૂલ જેવું એનું યૌવન હતું. આંસુના રેલાથી એના ગાલ પર કાજળરંગી લીસોટા પડ્યા હતા. થોડાક દિવસો યા જમાનાના તમાચાના એ લીસોટા હશે એમ મેં અવલોકનને અંતે માની લીધું. મારી આહના અવાજને સાંભળી એણે પોતાના અર્ધનગ્ન દેહને સંકોર્યો પણ પથ્થરની આડીઅવળી શિલા કંઈ વસ્ત્રની ગરજ સારી શકે તેમ નહોતી. એણે પોતાના લાંબા લાંબા કાળા કેશકલાપના અંબોડાને છૂટો કરી ઘુંટણની પાછળ છુપાવવામાં આવેલા વક્ષ:સ્થળને ઢાંકવા પ્રયત્ન કર્યો. મેં ખોંખારો ખાધો. એ ફરી પાછી સંકોચાઈ ગઈ—ટુંટીયું વળીને અર્ધનગ્ન શરીરને ઢાંકવા નિરર્થક પ્રયાસ કરતાં, નદીકાંઠેથી ફુંકાતા પવનના સુસવાટાની ટાઢમાંથી બચવા કમ્પી રહી હતી.

હું એની પાસે પહોંચ્યો ત્યારે એણે રડવાનું બંધ કર્યું. છતાંયે એનાં ડૂસકાંના અવાજને હું વારેવારે સાંભળી રહ્યો: મેં મારા બદન પર વીંટાળેલી બરછટ શાલને એકદમ ઉતારી નાખી અને એ સ્ત્રીના દેહ પર ફેંકી દીધી. મેં કહ્યું 'જરા આ કંબલ ઓઢી લો...ટાઢ ગજબની પડે છે.'

એ મારા કહેવાનો અર્થ સમજી ગઈ. એણે પોતાની નગ્ન જુવાનીને ઢાંકવા હીલચાલ કરી પણ એકાદ મિનીટ પછી એ ફરી જોરથી રડી પડી—ધ્રૂસ્કે ધ્રૂસ્કે.

'શું છે...તમે કોણ છો?'

'રડનારાં કોણ હોય વળી?' જવાબ મળ્યો. એની બોલી સંસ્કારથી સ્વચ્છ છતાંયે દુઃખથી કારુણ્યભરી બનેલી મેં અનુભવી.

'પણ કોણ છો તમે?'

'ભાઈ! હું અભાગણ...' ફરી એ જોરથી રુદનનાં ધ્રૂસ્કાંને

વાતાવરણમાં આંસુ મિશાલ વહાવતી, શરીરને મારી શાલમાં ગોઠવતી ધ્રૂજી રહી.

મે ગજવામાંથી બીડી કાઢી અને કાળા પથ્થરોની બખોલમાં, હવાના ફુત્કારથી બચીને દિવાસળી સળગાવી. એના અજવાળામાં થોડીક ક્ષણોની રોશનીમા મે જોયુ કે એ ખરે જ રૂપાળી હતી, લાવણ્યમયી હતી, યુવાન હતી

મે બીડીનો દમ મારીને ધુમાડા બહાર કાઢ્યા ત્યારે મારાથી જરાક સખ્તાઇથી બોલાઇ જવાયુ· 'આમ રડવાથી શો ફાયદો? જવાબ તો આપતાં નથી! મને શું સૂઝ પડે?'

મેં બીજી દિશાએ જવા માટે એક ડગલુ આગળ ભર્યું અને તેની તરફ પીઠ વાળી.

'બાપુ, અભાગણુની કથની દુનિયામાં બધે જ સરખી હોય છે.'

'એટલે?' હુ અટકયો.

'એટલે પ્રેમ!'

'પ્રેમ...પ્રેમ શું?' મે પ્રશ્ન કર્યો

'ભાઇ! પ્રેમ કરવાથી આવુ દુ.ખ આવે છે મેં પ્રેમ કર્યો અને મારી જુવાનીને સળગાવી દીધી પ્રેમથી સ્વર્ગ મળે છે, ભાઇ!.... પણ મારી આ હાલત જો સ્વર્ગ હોય તો!'

'હું...તમે પણ ભારે બોલકાં છો! કવિ લાગો છો, તમારી વાતો પરથી.' મેં જરાક તીખી ટોળમાં જવાબ આપ્યો.

એની બધી જ વાત હુ બરાબર સમજી ગયો હતો. એને કોઇકે દગો દીધો હતો, એ જરૂર! અઢાર વર્ષનુ એનુ સુકુમાર જીવન 'પ્રેમ'મા સળગવા માંડયું હતુ અને ઠંડી અંગારથી-ટાઢીબોળ આગથી દાઝેલી એ યુવતીના અવાજને મેં સગી આંખે 'જોયો હતો'! પ્રેમની ટાઢીબોળ આગથી દાઝેલા દિલના એના અવાજને 'જોવા'ની વાત કરવી એ વિચિત્ર લાગે છે ને?-હા હું એના ભાગેલા દિલ

ણુને 'જોઇ' રહયો હતો। એના નગ્ન, રૂપભર્યા દેહની સ્થિતિ જોઇને મારું દિલ અજબ વેદના અનુભવી રહ્યું હતુ

° ° °

પીસ્તાળીશ વસન્ત અને હેમન્ત મારી જિંદગીમાંથી હાથમાં હાથ મિલાવી, મને સુખદુ:ખ અને આખરે નાશાદી, નિર્વેદ મસ્તીની સાથે અનેક સ્મૃતિઓ આપી જમાનાની વણઝારની સાથે સાથે ચાલી ગઇ હતી–વહી ગઇ હતી. જિંદગીની ઝિન્દાદિલી અને પ્યારની પારાશીશી સની મારી પત્નીએ તેના સ્નિગ્ધ પ્યારની એક અમોલ ભેટ આપી હતી. એ ભેટ હતી મિહિર।...અઠ્ઠાવીશ વર્ષના એ ફાંકડા જુવાનની નસેનસમાં, મારા શરીરમા જે લોહી વહેતું હતુ તેના જ અશ સમુ લોહી ધબકારાથી વહી રહ્યુ હતુ...મારી જિન્દગીનો વિસામો બની રહેલો મારો એકનો એક બેટા–એકનો એક જુવાનજોધ દીકરો મિહિર।

મિહિરે એક સાચા પુત્ર તરીકે જિંદગીને સમજીને જીવવા માટે જ સસ્કાર અને શિક્ષણ મેળવ્યાં હતાં· મારી ઝબાન, મારા સસ્કાર, મારા ચારિત્ર્ય અને મારા દુરાગ્રહમય આદર્શોના પોતાળપાણી પીને મિહિરે જિંદગીના પ્રવાસની શરૂઆત કરી હતી મિહિરમાં જ સમાયેલી મારા વણપૂર્યા અભિલાષની ફલશ્રુતિની શ્રદ્ધાભરી આશા મારી જિન્દગીમા અગત્યની ભૂમિકા ભજવતી હતી

અને ગયે વર્ષે જ મે મિહિરના વીવાહ કર્યા હતા: આવતી દિવાળી અને પછી ફાલ્ગુની બાદ જ મિહિરના લગ્ન થઇ જાય તેવી બધી જ તૈયારીઓ મે કરી રાખી હતી.

લગભગ પ્રત્યેક પૂર્ણિમાએ, પ્રત્યેક અમાવાસ્યાએ અને રવિવારની લગભગ દરેક રાત્રિએ નદીકાંઠાની કાળમીંઢ ભેખડો પરથી હું પસાર થતો ત્યારે મારા દિલમા મિહિરના આગામી લગ્નની તૈયારીઓ વિશેના વિચારોનાં પૂર ઊમટતા અને હુ તેમા ખોવાઇ જતો–ખોવાઇ

હીવાળો હાથ બહાર કાઢી, નદીકાંઠાને પેલે પાર સામેની દિશામાં ઊંચો કર્યો અને પછી વેદનાથી ભરેલા શબ્દો સંભળાયા. હું લીલાપુરના શંભુ મહારાજની દીકરી...' અને એ અટકી ગઈ.

'તું નિર્ભયતાથી કહે'

'બાપુ, તમારામા દયા લાગે છે—દયાળુ છો તમે.'

હું વચ્ચે જ બોલ્યો: 'ના, હુ દયાળુ નથી પણ તારે માટે જે કંઈ બનશે તે કરીશ'

'બાપુ! તમે સાચે જ દયાળુ છો' કહી એ ફરી રડી પડી અને તેના ડૂસકાના પડઘા કાળી શિલાઓમા ઘૂમરીઓ ખાઈ રહ્યા. પાસે જ વહી જતી નદીના આછા ધેરા શાંત પ્રવાહમાંથી જાગતુ સંગીત અને પવનમાં હિલોળા ખાતા માંડવા અને ડાળીઓનું એકધારું ગતિમય ધીરું નર્તન મારા દિલમાં સાચે જ માનવીની માનવી પ્રત્યેની ફર્જનું ભાન કરાવનારી મીઠી અને કઠોર લાગણીઓ જન્માવતા હતા

'તારું નામ?'

'સુરભિ'

'હેં, સુરભિ? ગામડામાં તે સુરભિ જેવાં નામ હોતા હશે? સાચું કહે છે તું?' મેં જરાક ગંભીરતાથી પૂછ્યું.

'સાચુ જ કહું છુ—પણ બધા મને 'સુભિ' કહે છે.' એણે વાતને આગળ ચલાવી: 'આ દુઃખનું કારણ છે પ્રેમ!'

'પ્રેમ? ..એટલે?'

'મે મારા દાદાની વિરૂધ્ધ જઈને 'એ'...'એ'...'એ'ની સાથે પ્રેમ કર્યો...અને...' એ ફરી રડી પડી સુસવતા વાયરાના તીવ્ર મારા વચ્ચે એનો દેહ પાદડા પેઠે કમ્પી રહ્યો. ફરી હું ખિન્ન ચિત્તે વહેતા નદીના પ્રવાહને નીરખી રહ્યો. ચાંદાનો ગોળો ઊંચે ગગનના ગોખમાં ચઢતો હતો.

'...અને? પછી?'

'પછી? મારે 'પ્રેમ'ની કિંમત ઘર છોડીને ચૂકવવી પડી' એનો સંસ્કારી અવાજ કારૂણ્યમય વેદનાને વ્યકત કરતો હતો: એણે કારમું દર્દ અનુભવતા ઉમેર્યું : 'મારાથી વધુ નથી બોલાતું. તમે નવાઇ પામશો. બાપુ! કે આજ પાંચ મહિના થયાં હુ આંહી ભટકયા કરૂં છું. મને ખબર છે કે કો'ક રખે એ અહિ ફરવા આવશે. રાતે 'એ' આંહી ફરવા આવશે ત્યારે .ત્યારે . એ હું જાણુ છું કે કોઇક વાર ફરવા આવે છે .કદાચ હુ એમના અંતિમ દર્શન કરવાનું સૌભાગ્ય મેળવી લઉં ..ભુખ, તરશ, ટાઢ અને મારી કુખ વેદના...

એ સ્ત્રીએ કારમી, તીણી, દેહની દુર્બળતાએ ક્ષીણુ બનાવેલી એક આર્ત ભયંકર ચીસ પાડી· 'તમે જરા જગ .તમે જરા દૂર ઉભા રહેશો? હું...કષ્ટાઇ રહી છું.'

એણે ઢગલો થઇ પડેલા દેહને મહામહેનતે ઉભો કર્યો અને ધીરે ધીરે છેક નદીકિનારા પાસે, જ્યા પાણી બહુ છીછરૂં હતું ત્યાં, લથડતી લથડતી, શિલાઓ અને પથ્થરો ઓળગતી, હાંફતી હાંફતી દોડી ગઇ

મે મારી પીઠ પાછળ બની રહેલા, છુપાઇ ગયેલા ચન્દ્રથી આંકાશ તરફ અને વાતાવરણમાં આળોટતાં અધારામાં ભુખરા અજવાળાંમા નદીકાંઠે ઊભેલી નારીના અંતરની આહને હવામા ભરી દેતા વિષાદમય નાટય–પ્રસગની ઘેરી લાગણી અનુભવાને જીરવવા માંડી.

પવનના સુસવાતા વાયરામા એ સ્ત્રીનુ રુદન મારા કાનમાં વળ ખાઇને અંતર પર અથડાઇ રહ્યુ વીતી રહેલી રાત્રિ અને ડોલી રહેલાં ઝાડવાં અને નદી કાંઠાની કાળી કાળી ભેખડો વચ્ચે હું, કેટલી વાર સુધી ખિન્નતામાં ખોવાઇને ઉભો રહ્યો તેનું મને ભાન નહોતું રહ્યુ

અચાનક જ મેં કોઇ બાળકનું 'ઊંઆ! આ આ આં! ઊં આં-આં આં!'–નું તીણું રૂદન સાંભળ્યું. મે પાછળ ફરીને એ સ્ત્રીની દિશામા દ્રષ્ટિ દોડાવી એ નદીકાંઠા પરથી પાછી ફરીને પોતાની મૂક

જગાએ આવીને એક નાનકડા બાળકને ગોદમાં ગોદવીને, પોતાના સ્તનની અને ફૂખની ઉષ્મા આપી રહી હતી

'બાપુ!' તે સ્ત્રી મને આવેલો જોઇ ધીરુ, કરુણુ હસી અને પછી ગોદમા પડેલા બાળકને પ્રેમપૂર્વક લાડથી દબાવતાં એણે ઉમેર્યું: 'પ્રેમનું આ ફળ!'

'પ્રેમનુ ફળ–બાળક!' હું ફિક્કું, ધીરુ બોલ્યો

'બરાબર એના જેવુ જ છે આનુ મોં!'

'કોના જેવું?' મેં પૂછ્યું અને ફૂંકતા પવન સામે મેં મારો સીનો ટટ્ટાર કર્યો. મારી આંખોમાં એના 'એ' પુરુષની સામે ક્રોધ અને તિરસ્કાર ઘેરા બની રહ્યા હતાં.

'એના બ પુ જેવુ જ તો!' સ્ત્રીનો છતાં કોઇક અપૂર્વ સુખની છાયાથી દોરાયેલો, વિષાદમિશ્ર સૌમ્ય અવાજ મારા અંતરને અડકી ગયો.

'એનુ નામ? તુ મને એનુ આપ! કદાચ હુ તને ન્યાય અપાવી શકીશ.' મેં દ્રઢતાપૂર્વક ઊર્મિથી ઘેરા બનેલા અવાજે કહ્યું.

એથી શો લાભ?' 'એ' બદનામ થશે, 'બાપુ!' ફરી એ સુવાન માતા બોલી ઊઠી

'તુ મારે ઘેર ચાલ, સાજી થયા પછી તારે જ્યા જવુ હોય ત્યા ચાલી જજે' આ બાળકના પિતાનુ નામ તો કહે!... વચન આપુ છુ કે મારાથી બનતુ કરીશ'

સ્ત્રીએ જવાબ વાળ્યો–સૌમ્યતાથી, સ તોષથી જાણે કોઇ મહાન પાતકનુ પ્રાયશ્ચિત કરતી હોય એ રીતે. 'એમનુ નામ છે મિહિર!'

'હૈં?'

'હા ..તમે એમને ઓળખો છો?'

એ સ્ત્રીની આખોની ચમકતી કીકીઓ મારુ હૈયું વીંધી રહી.

હું સ્તબ્ધ બનીને વેદનાથી પારધીના તીરથી લોહીલુહાણ બનેલા સારસની પેઠે કાળા, ટાઢા ખડક પર ફસડાઇ પડયો!

નદીકાઠા પરથી પવનના સુસવાટા સાથે દૂર દૂર ચીબરીનો અવાજ મારા દિલના જખમની મશ્કરી કરતો હતો.

મે જોયું કે દૂર દૂરની બાવાજીની ધુણીમાં એકાએક જબ્બર ભડકો થયો અને આંખના પલકારામાં ઠરી ગયો! ★

## ૯

# બલબીર

બલબીરને થયું કે એ વાત તદ્દન અશક્ય હતી એના દિલને ખાતરી હતી કે જરૂર એનાથી વિખૂટી પડી ગયેલી એની સુહિણી—(જો કે એનું નામ મોહિની હતુ છતા યે બલબીર એને લાડથી સુહિણીને નામે બોલાવતો) એને સહિસલામત જરૂર પાછી મળશે- અને એ પણ કોઇ અચાનક પ્રસંગે જ; એને કલ્પના પણ નહિ હોય કે એનો ભેટો સુહિણી સાથે થઇ જશે.

એ સારુ યે પંજાબ ફરી વળ્યો તોયે એને સુહિણી જડી નહિ... પોતાના વતનની વ્હાલી ધરતી પર સુહિણી અને બલબીરે સૂરજની સાક્ષીએ એક બીજાની જિંદગીમાં ઓતપ્રોત થઇ જવાની પ્રતિજ્ઞા કરી હતી· ખરૂં પૂછો તો બલબીર અને સુહિણી તે પહેલાં જ અન્યોન્યની જિંદગીમા ઓતપ્રોત બની જ ગયાં હતા. છતા યે [illegible] સંજોગોમાં મુકાઇને, એમણે બન્નેએ પોતાનાં ગાંધર્વ લગનને [illegible] સાક્ષીએ પતાવી લીધાં હતાં, દુનિયાની નજરમાં, સંસારની [illegible] તો તેઓ બન્ને પતિ-પત્ની તરીકે જ ઓળખાઇ ગયાં [illegible] સંજોગો જ એવા હતા કે બલબીર અને સુહિણીના [illegible] થયેલા લગનની કોઇને ખાસ નોંધ લેવાની જરૂર જ [illegible]

—તે પછી ધરતી પર ખુનની નદીઓ વહાવાઇ [illegible] નિયત વિષે ખુદ ઇન્સાનને શંકા થવા લાગી હતી [illegible]

સંસારથી તદ્દન લાપરવાહ દુનિયાથી હારેલો અને જિંદગી, બુદ્ધિ તેમજ કલાને માનસવિજ્ઞાનની આટીઘુટીઓમાંથી મને જિંદગીની નાશાદીનો ન્યાય મેળવનારો એવો વિચિત્ર કિસ્મનો અને બિલકુલ અજીબો-ગરીબ તબિયતનો આદમી, તરીકે બદનામી મેળવી ચુકયો હતો.

પણ છેલ્લે છેલ્લે જ્યારે બલબીર મને મળી ગયો હતો ત્યારે મેં, બલબીરને ખાતરી કરાવી આપી હતી કે હું મારા 'પતન' તરફ બહુ જ ઝડપથી કુચ કરી રહ્યો હતો. કારણ કે મેં એને પ્રતીતિ કરાવી આપી હતી કે 'શરાબની પ્યાલી,' શરાબખોરી' એ મારા માટે ભુતકાળની વાત હતી, તે એટલું પણ જાણતો હતો કે હું શરાબના જામમા મારી જિંદગીને ડુબાવી ચુક્યો હતો. પણ જ્યારે મારો 'સુધારો' અને મારી 'નવી જિંદગી' પ્રત્યક્ષ દેખાયા અને એનો પ્રત્યક્ષ અનુભવ થયો ત્યારે એને ખરે જ આશ્ચર્ય થયું હતુ.

આજે જ્યારે હજારો બલબીરોને તેમની સુહિણીઓ શોધી રહી છે અને હજારો બલબીરો તેમની સુહિણીની તલાશમા દારૂણ દુઃખમાં યે, દિલને બગલમા દબાવીને ભટકી રહ્યા છે ત્યારે એક ક્ષણ મ્હને સતાવી જાય છે.

એ ક્ષણ જ્યારે મને યાદ આવે છે ત્યારે હું ખરે જ કંપી ઊઠું છુ. માનવી નશો શા માટે કરે છે?...ઈન્શાન શરાબ તરફ શા માટે ઢળે છે?...કમજોરી!...શા માટે એ કમજોરી અનુભવે છે? . શરાબની પ્યાલીઓમાં માનવી પોતાની જાતને, પોતાની જિંદગીની પળોને શા માટે ડુબાવી દે છે?...કોઇ પણ માનવી જન્મથી જ નશાને માટે સર્જાયો હોતો જ નથી, એ પણ હુ બરાબર જાણુ છું છતાં યે માનવી કોઇપણ પ્રકારના નશામા પોતાની જાતને, પોતાની જાગૃતિને શા માટે ડુબાવી દેવા માગે છે?

આ પ્રશ્નોની છણાવટ કરવાનું કાર્ય મે મારા મનને સોંપી દેવાનું મુનાસીબ ધાર્યું છે, કારણ કે માનવીનુ મન જ અહીં સાંસારિક અને શારીરિક વસ્તુઓનું મૂળ છે આ મનની દુનિયાની

અંધારી–અજવાળી ગલીઓમાં તમે કોઈવાર એકાદ લટાર મારી આવશો તો તમને જણાશે કે માનવીને નશો શા માટે પસંદ પડવા માંડે છે!

...ત્યારે હુ ખરેજ કંપી ઊઠુ છું. માનવીની ઉર્મિઓ કેટલી બધી ચંચળ હોય છે! પ્રત્યેક માનવી કંઈ વિશ્વામિત્ર કે મહર્ષી બની શકતા નથી પ્રત્યેક માનવી વિચારોની આંટીઘુંટીમાંથી જિંદગીના તન્દુરસ્ત અને નિરોગી આવિષ્કારને ઓળખી શકતો નથી; કારણ સમાજ અને અર્થ તેના માનસ તત્ત્વોનું નિરાકરણ કરે છે .. ને પછી, તે અસાધારણ બનવાના કાર્ય માટે નિષ્ફળતાને જ વરી લે છે પોતાની જાતને સ્વપ્નામાં ગૂમ કરી દેવા, પોતાની જાગૃતિને, વિસ્મૃતિ અને પોતાના સંસર્ગોથી વિમુખ કરી દેવાવામાં એ તે ક્ષણે સફળતા જુએ છે બુધ્ધિની તિક્ષ્ણ ધારથી એ કોઈ પણ પ્રકારના વિચારના લોખંડી તારને કાપી શકે છે. દલીલબાજી કેવી ગજબ વસ્તુ છે, એ હુ બરાબર જાણુ છું. જવા દો એ બધું તત્ત્વચિંતન!...

બલબીર પણ જાણતો હતો કે હુ પૂરો શરાબી અને કબાબી છુ–હતો–ચારીત્રહીન છું–હતો–પતિતાઓની કોઠીઓ પર કદમ ફેલાવનારો એક કાળા માથાનો માનવી છું–હતો–છતા યે એ મને હંમેશા 'અસાધારણ આદમી' તરીકે ઓળખાવાની ભુલ કરતો આવ્યો છે આ બધી વાતથી બલબીર બરાબર પરિચિત હતો જ.

પણ જ્યારે બલબીરને મેં સાબિત કરી આપ્યું હતું કે 'શરાબ'ની દોસ્તી મે છોડી દીધી છે ત્યારથી મને એ કોઈ વિચિત્ર દષ્ટિએ નિહાળતો હતો અમારા મિત્રમંડળોમાં, અમારી બિરાદરીમા, મારા પરિચિતોના વર્તુળમાં 'શરાબ છોડી દેવા છતા યે' મને એક અઠંગ શરાબી તરીકે ઓળખવામા આવતો હતો, કારણ કે શરાબી બનવાની ચળકાટભરી બદનામી મારા મુખની આસપાસ હમેશા પ્રકાશ્યા કરતી હતી

મે જ્યારે બલબીરને કહ્યું કે મે 'શરાબ'ની સાથે સદાને માટે

આપોશા શીધા છે, ત્યારે એનાથી તાજુબ્બીથી મને પુછાઇ ગયું હતુ :

'પણ દોસ્ત!...લાચાર છું કે મારા ચાચાએ તારા માટે જે શબ્દો ઉચ્ચાર્યા તે હું અહીં કહી શકતો નથી.'

'શું હતી એ ચાચાસાહેબની વાત?' મેં પૂછ્યું હતું.

"ચાચાસાહેબને તું ઓળખે છે ને?...એકને માટે કોઇપણ પ્રકારનો પૂર્વગ્રહ બંધાઈ ગયો એટલે એ એમના દિમાગથી બહુ જ કઠિનાઇથી દુર થાય છે!'

હું ખડખડાટ હસી પડયો. મેં અલબીરની સામે જોતાં, સિગારેટનો દમ મારીને, ધૂમાડાના ગોટેગોટા ઊંચે ઉડાવતાં જવાબમાં કહ્યું.

"દોસ્ત!......તું જાણે છે કે મેં શરાબનો સાથ શા માટે દીધો?"

અલબીરને ખાતરી હતી કે હું મારી જિંદગીનું કોઇ મહાન રહસ્ય તેની સમક્ષ ઉકેલીશ અને એટલે એ મારી આંખોમાં ઊંડે ઊંડે નિહાળી રહ્યો હતો, જાણે એના ચક્ષુઓ મારા દિલની દિવાલોને ભેદીને અંદરના કોઇ ગુપ્ત રહસ્યને ભેદવા મથી રહ્યા હોય ને, એવી અદાથી અને ઇન્તેજારીથી એ મારી સામું જોઇ રહ્યો હતો:

મે ધીમેથી, શાન્તિથી, જાણે હુ કોઇ મહાન રહસ્યને બહાર મુકતો હોઉં ને,–એવી રીતે સ્થિતપ્રજ્ઞ શૈલીએ કહેવા માંડ્યું હતું:

"શરાબ તરફ મને પ્યાર નહોતો. શરાબથી મને જે બદનામી મળતી હતી એની તરફ હુ પક્ષપાત કરતો હતો બદનામીનો હું ઘણીવાર આશક બની જાઉં છુ. અને મને જે બદનામી જોઇતી હતી તે મને મળી ગઇ તો પછી મારે શા માટે શરાબ પીવો જોઇએ?"

"બદનામી!. બદનામી તને પ્યારી લાગે છે?"

"હા! બદનામી મને પ્યારી લાગે છે."

"કારણ?"

'કારણ ?...જે સમાજમાં તમે રહો છો, એ સમાજ વસ્તુની અંદરના રહસ્યને ઉકેલવા કરતાં, એની ઉપર છેલ્લી સમાલોચના કરવામાં માને છે. શરાબે મને બદનામી આપી—એટલે હવે બદનામી મળી ગયા પછી શરાબ પાછળ ખુવાર થવામા કંઈ સાર નથી. મેં જોયું અને ત્યારથી હું શરાબી મટી ગયો છુ."

મારા આવા સ્વભાવથી પરિચિત એવા મારા બાલ્યવયના, લંગોટિયા દોસ્તને—બલબીરને હુ આમ મળી ગયો હતો એ મારી ખરે જ ખુશ-નશીબી હતી. વળી સુહિણીની કરુણ ઘટનાએ બલબીરના દિલની કેવી હાલત કરી નાખી હતી, એની પણ મને કલ્પના હતીઃ સુહિણીની તલાશમાં અનેક સ્થળોની. અનેક શહેરોની ખાક છાનવામાં એણે કંઇ બાકી રાખી નહોતી. આવા સંજોગોમા બલબીરના દિલનું દુઃખ મારા દિલનાં ઊંડાણને ઢઢોળી ગયુઃ આમ છતાં યે હું જાણુતો હતો કે બલબીર એક એવો આદમી હતો કે જે પોતાના દિલની હાલતની પિછાન બીજા કોઇને પણ આપે જ નહિ!... વળી પોતાના દોસ્તોની પાસે પોતાના દુઃખની કહાણી વારવાર ગાઇ સંભળાવી, તેમના દિલની પાસેથી તસલ્લી માગવાની નિર્બળતા પણ એની પાસે નહોતીઃ

હોઠ પર હાસ્ય અને દિલમા દુઃખ ભરીને ગંગામાઇને કિનારે, જિંદગીની તલાશમા ભટકી રહેલા બલબીરને જ્યારે એના મકાન વિષે પુછપરછ કરી ત્યારે મને એણે હસીને કહી દીધું.

'દોસ્ત!...આ ધરતી કેટલી વિશાળ છે! હું દરેક નાનકડી અને સામાન્ય વાતને ફિલસુફીથી રંગવામાં માનતો નથી મારી ભાવનામયતા, મારા દિલની ઊર્મિશિલતા તો પંજાબની ફેસાદની આગમાં જલી ગયાં છે!...'

મેં એને વચ્ચે જ પૂછ્યું.

"તું રહે છે ક્યા, એ તો કહીશ?'

ધર્મશાળામા! આજે અહીં, તો કાલે કોઇ હવેલીના પડસાળમાં.

કોઇવાર નિરાશ્રિતોની છાવણીમાં!...અને...કોઇવાર !...' એણે ટુંકો જવાબ વાળ્યો.

'આજથી તું મારી સાથે રહીશ, હું રહું છું મારા મુંબઇના પેલા મુસ્લિમ દોસ્તની હોટેલમાં!'

'હેં' ?. મુસ્લિમ દોસ્તની હોટેલમાં?' એણે તાજુબ્બીથી પૂછ્યું

'કેમ શું થયું ? મુસ્લિમ હોટેલમા રહેવું કે ગુનો છે?'

એના ચહેરા પર કાલિમા છવાઇ ગઇ, એણે હોઠ કરડયા અને પછી ઉમેર્યું, 'ઝહેર પી ચુકયો છું-છતા યે જીવી રહયો છું'

મેં એનો હાથ દબાવ્યો: 'તું સજ્જાદને મળ એટલે તું જુવી જઇશ કે એ હિન્દુ છે કે મુસ્લિમ!...તને એટલું જ લાગશે કે તુ એક સાચા દેશપ્રેમી હિન્દુસ્તાની આદમીની મહેમાની ચાખી રહયો છે!'

'કયાં છે. એની હોટલ?'

"દાલમંડીની પાસે જ... .."

"હેં ? દાલમંડીમાં ?"

"કેમ, ઘડી ઘડીવારમા આશ્ચર્ય શાનો પામે છે?"

"અરે, યાર! દાલમંડીમા તો ....દાલમંડીમા ... ..તો! ......" એની ઝબાન અટકી જતી હતી· આંખોમાં એક પ્રકારનો ક્ષોભ હતો.

"કહી દે ને કે દાલમડીમા તો વેશ્યાઓ અને નાચનારીઓ; પતિતાઓ અને એવી જાતના બીજા લોકો રહે છે, એમ ખરુ'ને ?"

"હા..."

"ભાઇ! તું ગભરા નહિ!.....સજ્જાદ એક ગુલાબી તબિયતનો ઝિંદાદિલ આદમી છે!"

ફરી વાર બનારસના ગગા કિનારે ઉતરેલા સધ્યાના અંધારાંમાં ઘેરાતી ઠંડી અમને અડકી જવા લાગી કાશી વિશ્વનાથના મંદિરમાં સાયં-આરતી પુરી થઈ ચુકી હતી. ગંગામાઇના જલપટ

મૂકીને પાછા ફરતા હતા. રાત્રિના આકાશના આંગણામાં તારલાઓ રમવા નીકળ્યા હતા :

રાત્રિનું એ પ્રભાત હતું. રાત્રિના પ્રભાતની ઉષા આથમી ગઈ હતી ત્યારે મારા ખભા પર હાથ મુકીને બલબીરે ધીમેથી પુકાર્યું—

'સુરજ ડૂબે એટલે તારું સ્થાન આવા તિર્થસ્નાનને તીરે ન હોય!...

તારૂં તિર્થસ્થાન તો મયખાનું !'

'મશ્કરી કરે છે?'

અને મેં ખડખડાટ હસી દીધું.

અમારી પાસેથી બે જુવાન સ્ત્રીઓ અને ત્રણ બાળકો તથા એક બે વૃદ્ધાનું ટોળું પસાર થઈ ગયું. બલબીરે પાછળ જોયું; એની નઝર એક લાવણ્યમયી યુવતીના પડછાયાને અવલોકી રહી. એણે એક ઊંડેરો નિશ્વાસ નાખ્યો.

—અને પછી આકાશ તરફ જોઈને એણે મને કહ્યું

'ચાલો, ત્યારે! આજથી તારી સાથે રહેવામાં મઝા પડશે'

(૩)

મણિકર્ણીકાના ઘાટ પરથી પસાર થઈને અમે બનારસ શહેર તરફ વળ્યા: અનેક નાનાં મોટાં મંદિરો અને ધર્મસ્થાનો વટાવીને અમે જ્યારે શહેરની ગંદી ગલીઓમાંથી પસાર થઈ રહયા હતા ત્યારે મને પડકારીને બલબીરે કહ્યું:

'કોણ જાણે ક્યાં સુધી મારે આમ અનેક શહેરોની ખાક છાનતાં ફર્યા કરવું પડશે!'

'સુહિણી વિષે તેં બધી હકીકતો નિરાશ્રિતોના ખાસ ખાતામાં નોંધવી છે ને?'

'હાસ્તો!'

'કૈં ખબર મળ્યા!'

'કોઇ ખબર નથી.'

અને પછી અમે બન્નેએ મૂગા મૂંગા અમારી મઝીલ તરફ કુચ કરી:

દાલમંડીની ગલીઓમાંથી પસાર થતાં થતાં બલબીરે મને કહ્યું, "આ મહોલ્લાની દરેક ખિડકીમાં ગુલાબી રોશની નાચી રહી છે. બનારસ જેવા શહેરનું આ કલંક નથી શું?"

'બલબીર !...ચાંદને પણ એક કલંક છે, ખરૂં ને?'

'વળી પાછો તું કવિ બનવાની બેવકુફી કરે છે?'

'...ને તું સમાજશાસ્ત્રી !'

અમે બન્ને તે વખતે ખડખડાટ હસી પડયા:

"આ આવી ગઈ આપણી હોટેલ!" મેં એક નવા દેખાતા મકાન પર ઝુલી રહેલા 'હોટેલ'ના નામના પાટિયાં તરફ આંગળી બતાવતાં ઉમેર્યુ, 'જો, વાંચ! મોડર્ન હોટેલ!'

મે વાંચ્યું–'મોડર્ન હોટેલ !'

–અને અમે સડસડાટ દાદરો ચઢી ગયા; મેં હોટેલના માલિક, મારા પુરાણા દોસ્ત, સજ્જાદની બલબીર સાથે પિછાન કરાવી.

'આ તમારૂં ઘર જ છે એમ સમજીને તમે અહીં રહેશો, એમા હું મારી ખુશનશીબી સમજીશ!' સજ્જાદના આ નાટકી જવાબને મેં એવી એક આદતના જોરનું પરિણામ જ કલ્પી લીધું હતું.

(૪)

મોડર્ન હોટલના મારા કમરાની પાસેના કમરામાં જ આજે લગભગ આઠ દિવસથી રહેવા આવનારા ત્રણ ગૃહસ્થો મારા ખાસ મિત્રો બની ગયા હતા. એમાનો એક મિત્ર મુસ્લિમ હતો અને તેની સાથે તેના બીજા બે ખાસ મિત્રો હતા. આ બે મિત્રો, તમે માનો યા ન માનો પણ હિન્દુ હતા અહીં, હું હિન્દુ અને મુસ્લિમ, એ જાતના વિભાગ કંઇ કોમીવાદી ભાવનાથી પાડતો નથી ફક્ત એટલું જ કે દુનિયામાં બને છે તેમ એ માલેતુજ્જાર મુસ્લીમ ગૃહસ્થે પોતાનાં

બે હિંદુ દોસ્તોને પોતાની સાથે જ રહેવાનુ અને રાખવાનું મુનાસીબ ધાર્યું હતુ

મારા તેમની સાથેના રોજિંદા સહવાસથી હું જાણી શક્યો હતો કે, એ ત્રણે ય દોસ્તો બડા લહેરી મીજાજના આદમી હતા : સાંજ પડે, સુરજ ડુબે અને વીજળીની બત્તી પ્રકાશવા માંડે કે તરત જ તેમના ટેબલ પર વ્હીસ્કીના ગ્લાસ આવી જતા મારા તેમની સાથેના સહવાસથી મે જોયુ હતું કે તેઓ ત્રણે ય શરાબી દોસ્તો હતા

પણ હું તેમની એક બીજી નિર્બળતાથી પણ વાકેફ હતો. આખા દિવસની પોતાના ધંધારોજગારની ધમાલને ભુલી જઇ, આ ત્રણ દોસ્તો સાંજે શરાબના ટેબલ પર ભેગા થઇ જિંદગીના અનેક પ્રશ્નોની ચર્ચા કરતા દેશના અનેક સળગતા સવાલોની ચર્ચા શરાબના ઘુંટની સાથે થતી સાંજના ગ્લાસ પુરા કરી તેઓ જમી લેતા અને પછી તબિયતને બહેલાવવા ઘણે ભાગે દાલમંડીની કોઇ નાચ-નારીની કોઠી પર હાજર થઇ જતા.

એ રાત્રિએ પણ એમ જ બન્યું અમે બધા સાથે જ જમી રહ્યા હતા અને પછી તેમના ખુબ જ આગ્રહને લઇને અમે ઉપડી ગયા દાલમંડીના એક એવા મકાન પર જ્યા માનવતાની શરમ નગ્ન રીતે ફેલાયેલી પડી હતી

વાતાવરણમાં ઠંડી હતી. કંટાળો હતો દિલ્લગી હતી બનાવટ હતી. રોશની હતી. પાપ હતું. અંધારાં હતા ઇન્સાનિયત હતી કલંક હતુ દયા હતી કારુણ્ય હતું કંગાલિયત હતી. ગંદકી હતી. હાસ્ય હતું. રૂદન હતું. ખૂશ્બૂ હતી બદબુ હતી. રૂપ હતું. કુબડાપણુ હતુ.

દાલમંડીની એ દુનિયાને જ્યારે જ્યારે મારાં નયનોએ નીરખી છે ત્યારે ત્યારે મને વિચારોની આંધિમા ઘેરાઇ જવું પડ્યું છે. ત્યારે ત્યારે મને એક જ પ્રશ્ન સતાવી રહે છે - 'કાશીવિશ્વનાથ'

જેવા પવિત્ર, પુણ્યસ્થળે, ગંગામાઈ પુણ્યસલિલા ભાગિરથીના કિનારાપરની પુણ્યનગરી કાશીનું આ દાલમંડી શું કલંક નથી?..... આવી પુણ્યનગરીમાં આટલી પાપનગરી શા માટે હોવી જોઈએ?... શા માટે?......

કોણે વસાવી હશે આ દાલમંડીની પાપનગરી?—

ચારિત્રહીન, રાગભી, કવાબી અને રંડીઓના કોઠી પર કદમ બઢાવનારા એક વંઠેલા આદમી તરીકે બદનામ બની ચૂકેલા, બુદ્ધિશાળી રઝળુ તરીકે જ્યારે હું આ વાતોનો વિચાર કરૂં છું ત્યારે હું આ સમાજે ઊભા કરેલા પાપ-પુણ્ય અને શિષ્ટ અને અશિષ્ટ, નીતિ અને અનીતિની દલિલોની દગવબાજીમાં એક નિર્દોષની માફક ફસાઈ જાઉં છું....અને બન્ને પક્ષ તરફથી માર પડે છે; હું કર્યાં છું, શું કરૂં છું તેનું મને ભાન રહેતું નથી. પણ એ બધી માનસસૃષ્ટિ મારે માટે હવે ગઈ કાલનો ઈતિહાસ બની ગઈ હતી, આજે હું જ્યારે એ માનસસૃષ્ટિને ઐતિહાસિક, સામાજિક દૃષ્ટિએ નિહાળીને, તેનાં વિચારમાં ગુંથાઉં છું ત્યારે મારા મનની દુનિયામાં અનેક કિસ્સાઓ ચમકતા ચીરાગની મિસાલ ચમકી જાય છે સળગી જાય છે. અને સાથોસાથ કલ્પનાની ચિનગારીઓ ફેલાય છે: રંગીન આગ અને મોરનાં પીંછા જેવી અનેક રંગી જ્વાલાઓ કેવી મનોરમ છતાં રહસ્યમય દુનિયા અને દ્રશ્યસૃષ્ટિ રચી જાય છે! પેલી મુસ્તરી! કેટલું સરસ નાચે છે?...કથ્થકની કલાની એણે કેવી સાધના કરી છે!...પેલી પન્ના અને હીરા!...બન્ને યુવતિઓ બડાબડા ઉસ્તાદોની છાયામાં બેસીને રાગ-રાગિણી અને સૂર તેમજ શ્રુતિની માવજતમાં કેવી પ્રવીણ છે? ...અને પેલી બદનસીબ પદમા અને પૂખરાજ! બન્નેને કોણે શરીર વેચવાનો પેશો અખત્યાર કરવા મજબુર કરી? ..

હોટેલના મારા એ પડોશી દોસ્તોના આગ્રહને વશ થઈ, હું અને બલબીર આખરે આવી પહોંચ્યા પુખરાજના મકાન પર

પૂખરાજ એક વખત બનારસની મશહુર ગાવાવાળી હતી

એના કંઠમાંથી સરેલા સગીતની રેકર્ડ શાસ્ત્રીય સંગીતની ઐતિહાસિક વસ્તુઓ તરિકે આજે યે સગીત પરિષદોમાં રજુ થાય છે.

પૂખરાજની કોઠીની મેં અગાઉ તો ઘણીવાર મુલાકાત લીધી હતી પણ પૂખરાજની કોઠી માટે મારા માટે ખાસ સુંવાળું આકર્ષણ હતું. પૂખરાજની વય આજે લગભગ પીસ્તાલીશને વટાવી ચુકી હશે?... તો યે પૂખરાજ, જ્યારે પોતાની મસ્તીમાં હોય ત્યારે ખુબ ગાતી. એના કંઠમાંથી સરતા જોગિયા અને ગુલકલી, પૂરીઆ અને મુલતાની સાંભળવા એટલે જિંદગીનો એક અણુમોલ લ્હાવ!... હવે, એની પાસેથી તાલીમ લઇને ચંપા એટલી જ હોશિયાર બની ગઇ હતી; પણ અહીં આવનારને પસંદ હતાં બહુ તો ઠુમરી અને ચાલુ ગઝલ, કવ્વાલી અને કસીદા, ફિલ્મી ગીતો અને નાચ, એ જ અત્યારની બાઝારૂ ખરીદની ચીજો હતી.

આ ચંપા પાછળ હું એક વખત પાગલ હતો અને મેં પણ ખાત્રી કરી હતી કે ચપા પણ મારા માટે પોતાનો આ પેશો છોડી દઇને એક ગૃહસ્થી સન્નારીને છાજે તેવી જિંદગી જીવવા માટેના અરમાનોમા રાચતી હતીઃ

પણ.....પછી ઘણુ બની ગયું હતું ...બુઝદીલ, કાયર અને કમતાકાત દિલવાળો હુ !. હુ ચંપાને ન જ અપનાવી શકયો!... એની પાછળ જ્યારે હું પાગલ બની ગયો હતો અને જ્યારે ચંપા મારી પાછળ પાગલ બની હતી ત્યારે જ મને મારા પરિચિતો અને બીજા ખાસ મિત્રો તરફથી 'ચારિત્રહીન' અને 'લંપટ... શરાબી!' તરીકેનો ઇલ્કાબ મળી ચૂકયો હતો.

(૫)

મહેફીલ જામી હતી· હુ, બલબીર અને મારા દોસ્તો!...

'મરહબા અને આફરીન! ની તારીફની વચ્ચે, શરાબના પ્યાલાઓની હાજરી વચ્ચે, વધતી જતી રાત્રીની રોશનીમાં મહેફીલનો રંગ જામતો હતો—ઘેરો...વધુ ઘેરો! અને વધુ ઘેરો!

ત્યારે પૂખરાજે વિદાય લીધી: કોઇએ એને પાસેના કમરામાં કામ માટે બોલાવી હતી. એ ગઇ અને પાંચેક મિનિટ બાદ પાસેના કમરામાં જબરી ધાંધલ, દલીલબાજી, બુમબરાડા, તોફાનના અવાઝ મારા કાન પર અથડાયા

એટલી વારમાં પૂખરાજ બેગમે ફરી અમારા કમરાના ઉંબરામાં દેખાવ દીધો: મેં એની સામે જોયું બેગમે મને બહાર આવવા હાથથી ઇશારત કરી.

બેગમે મને કાનમા કહ્યુ,

'બાબુજી!...આજ આપ યહા મુદ્દત કે બાદ તશરીફ લાયે હેં!...મેં કુછ નઝરાના પેશ કરૂં તો?'

મેં પૂછ્યુ, 'મતલબ?'

'જનાબ!...પાસવાલે કમરે મે બડી ધાંધલ સી હો રહી હૈ ના!...'

'હા!'

'મામલા, જનાબ, બડા ટેઢા હૈ!'

'કયા હૈ?'

'આજ સુબહકી મેઈલસે આઇ હે!'

ધીમેથી બેગમે મારા કાનમાં શબ્દો ફૂંકયા.

'કોન?'

'નામ તો નહિ માલુમ! લેકિન...'

બેગમ પૂખરાજે આગળ ચલાવ્યુ,

'લેકિન બાબુસાહબ! યકિન સે માનીએ કે બડી માસુમ લડકી હૈ. જવાન ઓર ખૂબસુરત!...બેચારી ગુંડોકી ચુંગાલ મેં ફસ ગઇ હે!...યહાં પર સૌદા હો જાએગા!'

'સૌદા?' મેં સાશ્ચર્ય પૂછ્યુ

'હા! સોદા હી તો!'

એટલી વારમાં તે બે આદમીઓ અને ગુંડા જેવા ચાર પાંચ આદમીઓ વચ્ચે સખ્ત બોલાચાલીનો, ખરાબ ઝબાનનો—બોખરો

અને બેહુદો અવાજ મારા કાન પર અથડાયો.

મેં પૂછ્યું 'એ ઓરત છે કોણ ? ક્યાંથી આવી છે ? '

પૂખરાજ બેગમ અંદર ગઇ અંદરનો મામલો વીફૂરતો જતો હતો,

બેગમ પાછી આવી એણે ધીમેથી કહ્યું, 'સાહબ ! કોઇ નિરાશ્રિત ઓરત હૈ ! ...કહેતી હૈ ગુરૂદાસપુર–જિલ્લા રાવલપીંડી !'

'હૈ ?'

'હા, સાહેબ !'

નામ કયા ?'

'નામ તો બોલતી હી નહિ...લેકિન ખૂબ મજબૂર કરને પર કહેતી હૈ—સોહિની ! '

'કયા ? '

'સોહિની ! '

હું ચમક્યો : હું વાઘની માફક છલંગ મારી પાસેના કમરા તરફ ધસ્યો. ફડાક બારણું ઉઘાડીને જોયુ તો એક ખૂબસૂરત રૂપવતી વીશેક વર્ષની, જુવાની છલકાવતી પણ કમનસીબીનો શિકાર બનેલી એક તરુણી નીચે મોએ ખાટલા પર બેઠી હતી :

એક કમરો ખૂબ ગંદો હતો - પાસેથી ગટરની બદબુ આવતી હતી : સામેની બે ખુરશીઓ પર 'ખરીદદાર' લાગતા બે જાડા સજ્જનો (?) બેઠા હતા ' અને ખાટલાની પાંગત પર ત્રણ ગુંડા જેવા, બદમાશી જેમના ચહેરા પર લખેલી, વાંચી શકાતી હતી એવા આદમી, તે ઓરતને ઘેરીને બેઠા હતા

એ કિંમત વિષેની ચડસાચડસી હતી :

મેં બૂમ મારી :

'બલબીર ! '

—અને પછી મે એ સ્ત્રીનો હાથ પકડીને ધીમેથી કહ્યું

'બહેન ! મારી સાથે ચાલો !...અહિંથી ! . '

પણ ગુંડાઓએ ઊભા થઇ મને ઘેરી લીધો 'જનાબ! પાંચ હજાર રુકા દીજિયે!'

'આજ રાતકો ઇનકા સોદા હોજાએગા!

તરત જ મને ખ્યાલ આવી ગયો કે દાલમંડીમા જુવાનીના લીલાઉ કોણ કરે છે?—રૂપના બઝાર ભરવા માટે આ ઓરતોને કોણ અહિ મોકલી આપે છે.

બલબીરે જોયુ કે એ સ્ત્રી તેની પત્ની ન હતીઃ જો કે તેની પત્નીનુ નામ પણ સોહિણી જ હતું છતા યે બલબીર અત્યારે મૂંઝી રહયો હતો.

—અને પછી મામલો વધી ગયોઃ એ ગુંડાઓએ બલબીરને ઘેરી લીધો અને તેને બહાર લઇ ગયા મારી અને તેમની વચ્ચેનો મામલો સખ્ત રીતે ગરમ બની ગયો હતો—

મેં પોલીસ માટે ગજબની બુમો પાડવા માંડી હતી.

તે પછી મારા માથા પર કંઇક લોખંડી શસ્ત્ર અથડાયુઃ પછી શું બન્યુ તે મને ખબર નથી.

( ૬ )

ઇસ્પિતાલમા જ્યારે મારી આંખ ખુલી ત્યારે મારા બિછાનાની પાસે જ બલબીર અને સોહિણીને ઊભેલા મે દીઠા.

પાચ મિનિટ સુધી લાગલાગટ બલબીર બોલતો જ રહયો. પાસે ઊભી રહેલી નર્સે મને બોલવાની સખત મનાઇ કરી હતી

બલબીર શુ બોલ્યો, એ મને આજે બરાબર અક્ષરશ યાદ નથી પણ તેણે મને આવું કંઇક કહ્યુ હતુ— .....'મારી સ્ત્રી મને આવી રીતે જ સાપડી જશે—પણ મે મારા જેવા કોઇ બીજા બલબીરની સોહિનીને જરૂર શોધી કહાડી છે!...એ માટે દોસ્ત તને હું મુબારકબાદી આપુ છુ.'

મારા બિછાનાની પાસે જ એ સ્ત્રી ઊભી હતીઃ

આંખોમાં દારુણ દુઃખ હતું, સંવેદના હતી અને અહેસાનની લાગણી હતી, એ હું તે વખતે તો કળી શક્યો નહિ. પણ એણે બલબીરનો તે વખતે તો હાથ જે રીતે પકડી લીધો હતો તેને જોતાં મને લાગ્યું કે એની આંખમાંથી આંસુ વહી રહ્યાં હતાં.

નર્સે કહ્યું, 'તમારો વખત થઇ ગયો. હવે બહાર જાઓ. હમણાં મોટા દાકતર સાહેબ રાઉન્ડ પર આવશે?'

બહાર જઈ રહેલા બલબી અને સોહિણીની પીઠને હું તેમના અદૃશ્ય થવાની છેલ્લી પળ ધી નિહાળી રહયો. મારી આંખો ખેંચાઈ રહી હતી, ત્યારે જ મને લાગ્યું કે મારા માથા પર બાંધેલા પાટા-પીંડીની અંદર કારમો ઝખ્મ છુપાયેલો પડ્યો હતો.

સુલ્હના સીન પર પડેલા કારમા ઝખ્મમાં મને બલબીરના શબ્દો સંભળાઇ રહ્યા–'આ સોહિણી મારી સુહિણી ભલે ન હોય! પણ કોઇ મારા જેવા બલબીરને માટે આ સુહિણી હવે સહી-સલામતીથી તેની પાસે પહોંચી શકશે.'



# ૧૧

## ફાટેલું છાયલ

આમ તો દરરોજ ગોરાણી જ બઝારે જઇને શાકભાજી લઇ આવતાં, પણ જ્યારથી ઘરે ઘોડિયું બંધાયું હતું અને નાનકડી કણુડીએ અવારનવાર રાગડા તાણીને ઘરની શોભાને પાર્શ્વભુમિના સંગીતથી વધારી નાખી હતી ત્યારથી ફરજીયાત મનસુખલાલ મહારાજને શાક લેવા માટે ઉપડી જવું પડતું.

સવારના પહોરમાં હજી મનસુખલાલ મહારાજ મોંમાં દાતણનું ઠીઠું હલાવતા હોય ત્યારે રેવા ગોરાણી નાનકડી કણુડીને ધવરાવવાની ચિંતામાં પડયા હોય અને સાથે સાથે 'પ્રાઇમસ સ્ટવ'ને 'પમ્પ' લગાવી ઉપર ચહાની તપેલી પણ ચઢાવી દેતા: ચહા થાય ન થાય ત્યાં તો રેવા ગોરાણીની જીભ ચાલવા માંડતી.

'આ લ્યો, તમારી કણુડી !.. ઘરનું કામે ય કરવા દેતી નથી !... લે, તે હું તમને કહી દઉં છું કે હવે રામો રાખવો જ પડશે—નહીતર આપણાથી સન્તર ઘોડે નહીં ચઢાય હો કે !...આ કણુડીથી તો આ તોબા !...

અને પછી ચહાનો પ્યાલો પીતા પીતા મનસુખલાલ મહારાજ કહેતા. 'અરે ! ગોરાણી !... આમ એક કણુડીથી ગભરાઇ જાવ છો તે કેમ ચાલસે ?...એ તો ભગવાને લક્ષ્મી મોકલી દીધી છે આપણા ઘરમાં...લક્ષ્મી ! !...લાવો, થેલી ! હું આજે તમારા કામને

કરી દઉં !...પણ પેઢીએ જવાના સમયમા મોડુ ના કરશો—નહી તર શેઠ!..!.
અને એમણે ગોરાણીએ આપેલી શાક લેવાની થેલી લઇને બજારનો રસ્તો લીધો.

કોઈ દિવસ, કોઇ જન્મારે મનસુખલાલ મહારાજે શાક ખરીદવાનુ સાહસ કર્યું જ નહોતુ—એ તો તુરીઆં ને વેંગણ, કોબીજ અને કંટોલા, ગુઆર અને ઘીલોડા, મુળા અને મેથીના ભાવો પૂછવા માટે, અને શાક ખરીદવાની શાસ્ત્રીય પદ્ધતીને અમલમાં મુકવા માટે મનમા ને મનમાં જાતજાતના વ્યૂહ ગોઠવી રહ્યા. શાકબઝરમા કોઇ દરસ પગ મૂકવાનું સાહસ નહી કરનારા આ મનસુખલાલ મહારાજ આજે શાકની ખરીદી કરવા નીકળ્યા, એ કાછીઆઓને માટે એક ઘટના હતી

'આવોને મહારાજ !...આ તાજું બકાલું તાજી ભાજી બીજે ક્યાય નહિ મળે !. લઇ જાવ, કોબી, ટમાટા, લીના વટાણા તો તાજાં જ છે!...

'આવો, અહિ આવો ! માસ્તર !...જુઓ તો ખરા આ લાલ ટમાટા ! શેર લોહી વધારશે ! અને આ સુરણ !...જોઇએ તો પડવલ પણ છે હો ! રાજવંશી શાક છે પડવલ !...'

આ શાક બઝારની શોભામા, નમણી અને ગોરી, જરાક ટસ્સાનાજ અને જરાક છટકેલ, એની શાકવાળી મણકીએ જ્યારે મનસુખલાલ મહારાજ સામે આંખો નચાવીને આમત્રણ આપ્યુ—'આવોને, શેઠ !...અહિ બધો માલ તાજો જ છે ! ..ને ભાવ પણ વ્યાજબી !...આવો, આવો ! . માસ્તર !' અને શાકવાળી મણકીએ આબાદ રીતે તીર છોડ્યુ—એની કાળીકાળી મોટી આંખોએ મનસુખલાલ મહારાજને લગભગ પરવશ બનાવી દીધા રોજ રોજ પોતાના ઘરમાં રેવા ગોરાણી મહારાજ ઉપર જે રુવાબ છાટતી અને જે આધિપત્ય ભોગવતી અને પોતે ગરીબ ગાય જેવા બનીને ગોરાણીની આજ્ઞાને અમલમા મૂકવા ઉપર—નીચે થઇ જતા તે બધા રુવાબ અને હુકમબાજીથી જેનુ હૈયુ સદાય કોઇ સુંવાળા આવકાર

માટે ઝંખી રહ્યું હતુ એવા મનસુખલાલ મહારાજ, મણકીની જુદા જુદા ભાજી, બકાલા અને શાકના ટોપલા–ટોપલીઓવાળી નાનકડી ધોલકી આગળ એકદમ ઊભા રહી ગયા ખરુ પૂછો તો એમણે મણકીની ધોલકી જેવી નાનકડી દુકાનના થાળામાં પડેલી શાકની ટોપલીઓ ઉપર બરાબર નજર પણ ફેરવી નહોતી, પણ એ તો મણકીએ જે રીતે નયનો નચાવીને એમને આમંત્રણ આપ્યુ હતુ તે રીતથી જ એઓ ખેચાઇને મો પર મરક મરક સ્મિત ફરકાવતા, લટુડાપટુડા કરતા ઊભા રહી ગયા.

આ મનસુખલાલ મહારાજ ઉપર રેવા ગોરાણીની દાદાગીરી થોડીઘણી જોહુકમી અને હુકમબાજી તો આડોશીપાડોશીમાં મશહુર હતી, આજે લગભગ ત્રણ વર્ષ થયા એમણે બીજવરના લગનની રુએ રેવાને પત્નીપદ પર નિયુક્ત કરી હતી; આગલી પત્નીએ મનસુખલાલ મહારાજને સુખ કે પ્રેમ આપ્યાં નહોતાં–ડબુડી સિવાય સંતાન પણ નહોતુ આપ્યું અને રેવાએ ઘરમા પગલા માંડયાં અને મનસુખલાલને સારી નોકરી પણ જડી ગઈ—ખરું પૂછવામા આવે તો રેવા ગોરાણીના પગલાંથી જ મનસુખલાલ મહારાજ માટે સારા દીવસ જોઇ શકાયા હતા, એવી વાતો એમના બધા સ્નેહિઓ અને સગાવહાલાએ એને સંભળાવી હતી અને તેમણે એ વાતને સાચી પણ માની હતી એમની આગલી પત્નીનું જ્યારે કસુવાવડમાં અવસાન થયું ત્યારે બીજે મહિને એમની નોકરી છુટી ગઇ હતી અને આખરે લગભગ બાર મહિના સુધી, પરચુરણ કામકાજ અને કોઇને ત્યાં નામું–ઠામું કરીને જ એમણે પોતાનું પેટિયુ રળી લીધું હતું: અને આખરે જ્યારે રેવા અને મનસુખલાલ પરણ્યાં ત્યારે, જાણે કોઈ અદ્દભુત જોગાનુજોગ હોયને તેમ મનસુખલાલ મહારાજને આફ્રિકાનો વ્યાપાર ખેડતી એક પેઢીમાં મુનીમ તરીકેની નોકરી પણ મળી ગઇ. અને પછી તો બે વર્ષ દરમિયાન મહારાજના કુટુમ્બમાં રેવા ગોરાણીનો અનાઝ જ પ્રાધાન્ય ભોગવવા લાગ્યો. ખાસ કુળવાન ગણાતી અને બીજી જાતિઓમાં મનસુખલાલનું કુટુંબ એક ગોર તરીકે પોતાનો દરજ્જો અને અધિકાર આજે પગાપૂરથી ભોગવતું આવ્યું હતું

હવે તો રેવા ગોરાણીએ યજમાનોની અંદર પોતાના ઘરનો વાવટો જ ફરકાવી દીધો હતો. શરાદિયાં ઉર્ફે શ્રાધ્ધ-પક્ષ જ્યારે ચાલતો હોય ત્યારે મનસુખલાલ મહારાજને અને રેવા ગોરાણી અને નાનકી કણુને ઘેરે ચુલો સળગાવવાની જરૂર ન પડતી. યજમાનોને ત્યાં શ્રાધ્ધ-દિવસોમાં જમવા જવા સબંધેની, રેવા ગોરાણીની એક ખાસ લાક્ષણિતા એ હતી કે તે ગરીબોને ત્યા બનતાં સુધી જતા જ નહીઃ એટલે કે જે યજમાન સારી દક્ષીણા ન આપે, એક ધોતીયું અને સાડી કે છાયલના દાન ન આપે તેમના ઉપર ગોરાણીનો ક્રોધ અને નિંદા વરસી જતા છાયલ-ધોતીયું અને સવા રૂપિયો દક્ષિણાનો તેમનો લોભ જાણીતો હતો. એ દિવસો દરમિયાન બાર મહિનાનુ કાપડ, છાયલ અને ધોતીયા-સારા પ્રમાણમા એમના ઘરમા ભરાઈ જતું અને રેવા ગોરાણી યજમાનોમાં માન પામી આવી, પોતાના કુળ અને કુટુંબના દીવાનાં તેજને વધુ ઉજળા બનાવી આવતી

અને આ બધો પ્રતાપ હતો રેવા ગોરાણીના પગલાનો !- સાસરીયામા તો રેવા માટે કોઈ ખાસ નહોતુ-ફક્ત મનસુખલાલના એક દૂરની માશીબા હતા અને તે પણ એમને ગામ, દૂર દેશમા હતાંઃ કોઈ વાર એમની તરફથી એકાદ કાગળ-કવર કે પત્તુ ટપાલી નાખી જતો અને કુટુંબની નવાજુનીની આપ લે આમ થયા કરતીઃ

આમ મનસુખલાલ મહારાજ, રેવા ગોરાણી અને તેમની કુટુંબશોભા સમી દોઢેક વર્ષની કણુબા (બધા લોકો રેવા ગોરાણીને આડકતરી રીતે ખુશ કરવા કણુડીને 'કણુબા' કહીને જ સંબોધતા-) ના કુટુંબનુ ગાડુ મહારાજનાં ઊંડાઊંડા અસંતોષમાં અને દેખીતી રીતે સુખ અને સાહ્યબીથી આગળ વધતું જતુ.



પણ ખરી વાત એ હતી કે ઘરમા મનસુખલાલ મહારાજની ગણત્રી જ નહોતી અને જાણે પોતે ઘઉંમા કાંકરા જ હોયને, એવી રીતે એનો તો કોઈ હિસાબ જ નહોતો, એનો માનસિક વસવસો એમને સદાય મૂઝવ્યા કરતોઃ મહારાજના મનમાં ઊંડે ઊંડે ચણચણાટ થયા કરતો કે બધે જ રેવા ગોરાણીના નામનાં સિક્કા પડતા દેખાતા અને એટલી હદ સુધી કે પોતાની પેઢી ઉપર

શહેરથી તાજેતરમાં પાછા આવેલા જુવાન નાના શેઠે બાજરી હોળતાં એકવાર એમને કહી દીધું હતું 'અરે શું મહેતાજી ! .. ઘરમાં તો તમારું કંઇ ઉપજતું નથી—બોલી રેવા ગોરાણી આગળ તો તમે ગરીબ ગાય જેવા થઇ જાવ છો ને ને...અહિ પેઢી ઉપર કો'કની કૈ'ક જરા જેટલી ભુલ થાય તો તમે તમે એની બિચારાની ધુળ કાઢી નાખો છો તમારા ઘરમાં તમે ગુલામ છો, મહેતાજી !...'

આ વાત સાંભળી ત્યારે મનસુખલાલે વાણિયાના સહવાસમાં અને સંસર્ગમા રહીને 'ગમ' નામની ચીજ કયારે અને કેવી રીતે ખાઇ જવી અને 'ઘુટડો' ગણત્રી મુજબ ક્યારે અને કેવી રીતે ગળે ઉતારી દેવો, એ સારી રીતે શીખી લીધુ હતું એટલે એ વખતે ચુપ રહેવામા જ તેમણે ડહાપણ માન્યુ હતુ

✱

તે દિવસે જ્યારે શાકવાળી મણકીની જુવાન, ચચળ અને નશીલી આખોની અ'ા ઉપર લટ્ટુ બની જઇને મનસુખલાલ તુરીયા અને ટમાટાના દોઢા ભાવ ચુકવીને કાછીવાણી મણકીની સાથે વધુ વખત રહેવાય એ માટે આડી અવળી—અલક-મલકની વાતો કરીને જ્યારે શાકની ઝોળી લઇને મોડા ઘેર પાછા આવ્યા ત્યારે રેવા ગોરાણીએ એમને આવતા વેત જ ઉધડા લીધા ·

'તે, અમારા ભોગ લાગ્યા કે મે' તમને શાક આણવાનું કીધુ ! ..આઇ' હુ શાકની રાહ જોઉ છું અને તમે તો જાણે મોટા નગર શેઠની માફક ગામ આખાની પ્રદક્ષણા ફરીને ત્રણ કલાકે ઘેરે આવો—ઇ આપણને પોષાય નહી !...તમારામાં કે' દી' આવડત આવશે ? '

મનસુખલાલ મહારાજે આટલા શબ્દો હજી પુરા સાંભળ્યા નહોતાં ત્યાં તો તેમણે પોતાનો સીનો પલ્ટાવી નાખ્યો .

'હવે, છાનીમાની બેસ ! . નાહકનો લવારો કરતા...સ્વામી સામે-વર સામે કેમ બોલવુ, . નાહકનો બકવાટ કરતાં શરમ નથી આવતી ?...નથી બોલતો એટલે તો તુ માથા ઉપર ચઢી ગઇ છો, એમને ? .'

મનસુખલાલ મહારાજના મોએથી આટલા શબ્દો તો બોલા

ગયા પણ પાછળથી એનું પરિણામ શું આવશે, એનુ એને જરાય ભાન નહેતુ—એનો એને જરાયે ખ્યાલ નહોતો

આ ઘરમાં આવ્યા પછી, જિંદગીમાં પહેલીજવાર કદાચ 'રેવા ગોરાણીએ આવા કડવા, અપમાનજનક અને બેહૂદા શબ્દો સાંભળવાની આ કપરી પળ એના રોમે રોમ સળગાવી ગઇ. મનસુખલાલ મહારાજે ગોરાણીના કરેલા અપમાનનું પરિણામ એ આવ્યું કે તરત જ એમણે વાસણો પછાડવા માંડયાં. માથું કુટવા માંડયું અને જાણે પોતાની ઉપર આભ તુટી પડયું હોય અગર તો કોઇ ગુંડો એમની આબરુ લૂટી રહ્યો હોય એ રીતે એમણે રોકકળ અને ભયાનક ધુમરાણ મચાવી મૂક્યાં—એક મીનીટમા તો પાણીયારાં ઉપરની પાણીની ભરેલી ગાગરને ગોરાણીએ એકદમ ચોકડીમાં પછાડી—ફેંકી દીધી· અને પછી જ્યાં ઘોડીયામા કણુડી સુતી હતી ત્યાં જઈ માથું અને છાતી કુટવા માંડયું—

આડોશીપાડોશી તો ચોંકી—ચમકીને એકદમ એમના ઉઘાડા પડેલા ઘરના બારણામાથી અંદર ધસી આવ્યા: 'અરે, મહારાજ શુ છે આ બધું ? કોણ મરી ગયું ?—કે પછી દેશમાંથી કોઇના મરણનો તાર આવ્યો કે શું !'

બધાની જેમ મનસુખલાલ મહારાજ ત્યાં ઊભા જ રહ્યા: બહાર રસ્તા પર, તડકામાં, માળીએ વાળી ઝુડીને એકત્ર કરેલા કચરા ઉપર, સડેલા કેળાં અને એની છાલના ઢગલા પર બે કાગડા ચાંચ મારી રહયા હતા અને પડખેવળા છગનલાલને ત્યાં રેડીયોમાં ફિલ્મી ગીતોનો કાર્યક્રમ પૂરજોશમાં ચાલી રહયો હતો

તે દિવસે મનસુખલાલ ખાધા પીધા વિનાના, નળ ઉપર જઇને માથે બે લોટા પાણી રેડીને ન્હાઇ લઇને, માળા ફેરવ્યા વિના કે પૂજા કર્યાં વિના જ, સીધા પોતાની પેઢીએ ચાલ્યા ગયા અને રેવા ગોરાણી ગધણીમાં જ ઊંધુ માથુ ઘાલીને ઘ્રુસ્કા ભરતી પડી રહી. સારે નસીબે કણુડી ઘોડીયામાં ઊંઘમા પડી રહી હતી એ જાગી જ નહોતી. અને કદાચ જાગી જાય તો એનું કારમુ રુદન, એ ઘરની અંદરના ચિત્રવિચિત્ર પ્રકારના રુદનના રાગડામાં ઉમેરાઇને વિકૃત

ચિત્રની સૂરત દોરી–ઔર વિકૃત બનાવી દેત

આ બનાવને લગભગ દોઢ મહિનો વીતી ગયો હતો. તે પછીથી રેવા ગોરાણીનો મીજાજ હંમેશ ધુંધવાયેલો જ રહેતો અને એને નભાવી લેવા; 'રાણીસાહીબા' ના પડતા બોલને ઝીલી લેવા માટે મનસુખલાલે પ્રમાણિકપણે ખાસ પ્રયાસો કર્યા હતા પરિણામ એ આવ્યું હતું કે રેવા ગોરાણીએ પોતાના મિજાજની ધારને વધુ તિક્ષ્ણ બનાવવાનો એક પણ પ્રસંગ હાથથી જવા દીધો નહતો અને મનસુખલાલે પણ ગોરાણીના મિજાજને વધુ તેજદાર બનાવવા માટેની પૂરી સગવડ પણ કરી આપી હતી કદાચ એમ કરવામાં જ મનસુખલાલને ડહાપણ દેખાયુ હતું.

ખરૂં પૂછવામાં આવે તો એ બરાબર કહી શકાય કે હમણા હમણા મનસુખલાલ ઘરની રાણીસમી ગોરાણીની તરફ ઝાઝુ ધ્યાન જ આપતા નહોતા. ગોરાણી બે શબ્દો કડક કહી દે તો યે મનસુખલાલ જાણી જોઈને એ હસીને કાઢી નાખતા પણ શાક લેવા માટે રોજ સાંજે તે પોતે જતા–કદાચ મનસુખલાલની શાકની ખરીદી કરવાની મઝામાં રહેલા વિશિષ્ટ પ્રકારના રહસ્યને પામવાની કે એ રહસ્યને સમજવાની ગોરાણીએ દરકાર પણ કરી નહોતી. આમ છતા યે કોઈકવાર જ્યારે ગોરાણી મો ચઢવી, નાકને ફુલાવી દઈ રીસણું લઈને બેસી જતા અને કટાક્ષમા વાતો કરવા માંડતી ત્યારે મનસુખલાલને ઊંડે ઊંડે થતું કે ગોરાણી પોતાના ત્રિપેના મણકી તરફના આકર્ષણને કદાચ જાણી યે ગયા હોય!

પણ એક દિવસ મામલો જગાક ટેડો બની ગયો એવુ બન્યું કે કોઈ યજમાનના ખાસ આગ્રહને વશ થઈને મનસુખલાલ મહારાજને અને રેવા ગોરાણીને બન્નેને યજમાનને ત્યા જમવાનુ ખાસ નોતરૂં અપાયું હતું–પણ કમનસીબે કે સારે નસીબે બપોરે જ ગોરાણીએ ખબર કહેવડાવી દીધા હતા કે 'મારાથી ઘરમા અડાય એમ નથી–હું મારું ફ્રોડી લઈશ–પડોશના ચચળબેન મારી ખીચડી ઓરી જશે અને રાતે ખીચડી ને શાકથી ચલાવી લેવાશે!–તમે બરાબર યજમાનને ત્યાં અવસર સાચવજો!–અને ત્યાંથી ઘેંતિયુ અને છાયલ પણ મળવાનાં છે! ..મેં તો પહેલાં જમવા જવા માટે ના

પાડી હતી, પણ હવે.....તમે જ જઇ આવજો...ને દક્ષિણા લેવાનું ભુલશો મા !'

ગોરાણીની આ સૂચનાનો મનસુખલાલે બરાબર અમલ કરવાનો નિરધાર કર્યો હતો–એટલે સાંજના લગભગ આઠ કે સાડા આઠ વાગે જમીને પરવાર્યા પછી યજમાનની તરફથી મળેલું ગોરાણી માટેનું એક ખાસ છાયલ અને પોતાને માટેનું ધોતિયુ લઇને તેઓ ઘર તરફ પાછા વળી રહ્યા હતા

રસ્તે જ એમને યાદ આવ્યું–'અરે, ભુલી જવાયું !...શાક તો લેવું જ જોઇએ ને–?'

અને એમણે વિના ઝોળીએ શાકવાળાઓની ગલી તરફ પોતાના પગલાં માંડયા એમને એ પણ ખ્યાલ હતો અને એ વાત પણ પૂરી જાણુતા હતા હતા કે અત્યારે રાતના આઠ વાગે તાજું, સારુ શાક ખરીદવાનુ લગભગ અશક્ય હતુ–અને વળી ઘરમા કોણ રાંધવાનું હે–ખાસ રસોઇ પણ શું કરવાની હોય શકે–કારણ કે ગોરાણીથી તો ઘરમા અડાય એવુ નહોતું : એ તો ચાર દિવસ સુધી એમણે જ ચુલો ફૂકી લેવો પડશે અને હમેશનું બટાટાનુ શાક અને ભાખરી કે ખીચડી તથા અથાણાથી, હમેશની માફક કામ ચલાવી શકશે–એમ છતાંએ તેઓ શાક ખરીદવા દોડયા હતા :

'માળી મણકી પણ બહુ ચાલાક છે હો !' એકદમ એમણે મોમાંથી ધીરેથી શબ્દો ઉચ્ચાર્યા અને પછી જે રીતે મણકી કાછિયણ આંખો નચાવતી અને જુવાનીની મદભર અદાના તીરને છોડતી તે રીતે એમણે આંખો નચાવી : એમની પાસે પાસે કોઇ અત્યારે ચાલતુ હોત તો જરૂર મહારાજના મોમાંથી બોલાયેલા મણકી વિષેનો શબ્દો બરાબર સાંભળી શકાયા હોત

જ્યારે મનસુખલાલ ત્યા પહોચ્યા ત્યારે શાકવાળા–કાછિયા–કાછિયણોમાના ઘણા ખરા પોતાનું બકાલુ સમેટીને, ઘાસલેટના દીવા ઓલવીને દુકાન પર ખપાટિયા ભેરવી દઇ, હંમેશની રીત મુજબ, ઉપર પોતપોતાના પથ્થર–પાણા મુકીને રવાના થવાની તૈયારીમા હતા.

લાની ખાલી ટોપલી પર મૂકી દીધાં

તેજ વખતે મણુકીની આંખો મનસુખલાલને યજમાન તરફથી દક્ષિણા તરીકે મળેલા છાયલ અને ધોતીયાને બરાબર રસપૂર્વક જોઇ રહી હતી· મણુકીએ શાક ઝોખતાં ઝોખતાં, લટકાળી રીતે ટહૂકો કર્યો–

'તે હેં મહારાજ ....આ છાયલની કોરની ડીઝાઇન તમે પસંદ કરી કે ગોરાણીબાએ ?'

મનસુખલાલે જવાબ ન વાળ્યો–એમણે ધીમું, લુચ્ચું હસતાં કહી દીધુ–'તને આ છાયલ ગમે છે ?'

'અરે, મહારાજ! અમે તો ગરીબ માણહ!... અમારાથી આવું મોંઘુ લેવાય ખરું ? અમારું ગજુ શુ, શેઠ !'

થોડે દૂર બેઠેલા બુઢ્ઢા કાછીયાએ પોતાનુ કામ આટોપી લીધું હતું એટલે એ દીવાને ઓલવી નાખી ચાલ્યા જવાની તૈયારીમાં હતો– અત્યારે ફક્ત મણુકી જ બેઠી હતી અને એની સામે મનસુખલાલ જ ફક્ત એક જ ગ્રાહક બનીને ઉભો હતો

'કાં, હાલવું છેના ? ......કે વાર લાગશે, મણી!' બુઢ્ઢા કાછીઆએ દૂરથી પૂછ્યું–અને એણે બીડી સળગાવી.

'બાપુ, મારે તો જરાક મોડું થાશે–તમતમારે, બાપુ જાવ! . મારા હારુ ખોટી થાતા નઇ !'

બુઢ્ઢો ચાલ્યો ગયો ત્યારે શાકની એ નાનકડી બઝારના અંધારા વચ્ચે, મણુકીની જુવાની અને એનો દીવો સળગી રહ્યાં હતાં અને એ દીવાના પ્રકાશમાં મનસુખલાલ મહારાજ, મણુકીની જુવાનીમા મીઠાં ગોથા ખાતાં, નફ્ફટાઇથી ઊભા હતા

'તને આ છાયલ ગમતું હોય તો રાખી લે તું!... 'કહેતાં ને ઝટથી એણે છાયલની ઘડી ઉખેડી નાખી' એકાદ વાર જેટલું પહોળુ થયું એટલે એણે પોતાના બે હાથે એ છાયલ લઇને મણુકીને માથે ઓઢાડી દીધુ–

'અરે. રેવા દીયો શેઠ!...મહારાજ!... અમ જેવા ગરીબને આ નો શોભે...બાપલા !'

અને આમ બોલતી જાય અને સાથે લટકાં કરતી જાય-એવી મણુ-કીએ હેલ્લે હેલ્લે પોતાના નયનોના તીરો એવી કાતીલ રીતે ચલાવ્યાં કે બિચારા મનસુખલાલ પાણી પાણી થઈ ગયા-

એ અંધારી શેરીમા મણુકીના થાળા આગળનો એના રૂપનો અને એના ધાસલેટનો દીવો ત્યાં પ્રકાશ ફેલાવી રહ્યા-દૂર એક કૂતરું ભસી ઉઠ્યું હતું અને સડેલી શાકભાજીના કચરામાંથી બહાર આવતા ઉંદરડા પર તરાપ મારતી બીલાડીએ ધમાલ કરી મનસુખલાલ મહા-રાજની રસસૃષ્ટિમા વિક્ષેપ પાડયો

* * *

હજી આઠ દિવસ પૂરા નહિ વિત્યા ત્યારે મનસુખલાલ મહારાજ મણુકીના શાકની લિજ્જતમા અને આકર્ષણમાં એકદમ ડૂબી ગયા !...મણુકીના જુવાન શરીર પર એણે જે રુઆબ અને જે અભિલાષા અને ઇચ્છાથી છાયલ ઓઢાડી દીધું હતું એનો કોઇક બીજા સ્વરૂપમાં આનંદ પામવાના સ્વપ્નમા ઘણીવાર સુધી ડુબી જતા: નામું લખતા લખતાં મણુકીના રૂપ અને જુવાની, મણુકીના નખરાં અને ચાળા, મણુકીની અદા અને આંખ-મીચામણાં મન-સુખલાલને અકળાવી જતા હતાં

ઘેરે જ્યારે ગોરાણી પોતાનું ધમસાણ શરુ કરી દેતી અને હમણાં હમણાં તો કણુડીને થએલા ઝાડા અને આંકડીને લીધે મન-સુખલાલને કણુડીની સારવાર કરવામાં રોકાવુ પડતુ ત્યારથી આખો દિવસ સુધી મનસુખલાલનું મન વ્યગ્ર અને ગોરાણીની દાદાગીરી સામેના રોષથી બળ્યા કરતુ. એટલે સાંજ પડે અને પેઢીએથી રજા લઈને એ સીધા શાક-માર્કેટ તરફ વળતા અને મોડેથી ઘણાખરા કાછીયા ચાલ્યા ગયા હોય અને મણુકી એકલી હોય તો એની સાથેના એકાન્તમાં એમને મળનારા આનંદની કલ્પનામા રાચી રાચીને ખુશ થતા-પણ કમનશીબે ત્યા પેલો બુઢ્ઢો કાછીયો તો પોતાના સડેલા બકાલાને બહાર કાઢતો, થાળાને સાફ કરતો કે પછી હિસાબ કરીને ટોપલી-ટોપલા ગોઠવતો દેખાતો: મણુકી પણ પોતાના થાળા પર સમુનસું મૂકતી હોય અને ઘેરે જવાની તૈયારીમા હોય !

એ રાત્રિએ મનસુખલાલે છેવટ સુધી રોકાઇ જવાનો અને મણકીની સાથે સાથે બહાર નીકળવાનો વિચાર દૃઢ કર્યો. પણ વળી વિચાર આવ્યો કે હુ મણકી સાથે વાતો કરતો હોઉં અને બઝારવાળાઓ મને જુએ, તો મારા વિષે શુ ધારી લે!—એવા ભયથી તેઓ મોડે સુધી મણકી સાથે અહીંતહીંની વાતો અને ગામગપાટા હાંકતા ઊભા તો રહ્યા પણ જ્યારે બહાર નીકળ્યા ત્યારે એમણે અંધારાના ખુણામા, શેરીના વળાંક આગળ એકદમ મણકીનો હાથ પકડી લીધો–

'અરે! અરે!...મહારાજ!...તમે આ...આશું કરો છો?...' મણકીનો આ અવાજ સાભળીને એકદમ મનસુખલાલે મણકીનો હાથ પડતો મૂકી દીધો! આમ તો પહેલેથી જ ડરપોક સ્વભાવના હોઇ તેમણે તે વખતે એક શબ્દ પણ કહ્યો નહી પણ જવાબમાં, તેમનાથી ધીરે રહીને બોલાઇ જવાયુ—

'હં! હં! તે મણકી, તુ તો ભારે રુપાળી છો હો!!'

...ને આટલું કહીને તેમણે ભોઠપમાં ફિક્કું હસી કહાડયુ–

મણકીએ હાથ તો છોડાવી લીધો, પણ એણે રુવાબમા પોતાની જુવાન કમ્મરને વધુ લચક આપીને, જરાક વધુ લટકાળી ચાલે ચાલવા માંડયું અને એની પાછળ પાછળ ચાર કદમને છેટે છેટે મનસુખલાલ પણ પાળેલા કુતરાની માફક, ધીમે ધીમે, આસપાસ જોતા જોતા ચાલી રહયા હતા

મણકીએ મહારાજને પાછળ આવતા જોયા ત્યારે અંધારા આગળ એણે ધીરેથી છણકા ભર્યા અવાજે કહ્યું,

"મહારાજ! કોઇ જોઇ જાશે તો?!...ઘેર જાવને, હવે!... ગોરાણી વાટ જોતી હશે!" ને એ લુચ્ચાઇ ભર્યું હસી

મણકીના એ લુચ્ચા, તોફાની અને કાતીલ હાસ્ય અને ખીલખીલાટથી મનસુખલાલના મીજાજને નવો માર્ગ અને નવું સૂચન મળ્યા 'ગોરાણી વાટ જોતી હશે!'...એ શબ્દોએ એને સળગાવી દીધો હતો–એને લાગ્યું કે મણકી પણ જાણે છે કે હું પત્નીનો કહ્યાગરો કંથ બનીને, બૈરીની ગુલામી કિડાવ્યા કરું છું–એટલે મણકી એની મશ્કરી કરે છે!

'મણુકી!...તું એમ ના સમજતી કે હું કંઇ તારી ગોરાણીનો ગુલામ છું!.. એને તો રુવાબ પાડવાની આદત પડી છે!–કોઇ'ક દિવસ ધોલ લગાવી દઇશ તો હાથપગ ભાગી નાખીશ, હોં કે!...'

'પણ મહારાજ, રે'વા દીયો ઈ વાત! . હવે તમે ઘેર જાવ!' ...અને પોતે પોતાની શેરામા,ઘેરવાળો ઘાઘરો ધમકાવતી, ચપળતાથી વળી ગઇ!...અંધારામા મણુકીના ઘેરવાળા ઘાઘરાનો ધમકાટનો ફરફરાટભર્યો અવાઝ મનસુખલાલના મનને બેચેન બનાવી ગયો! અને થોડીક ક્ષણો સુધી તો તે મણુકીના પડછાયામાં જ, એના ખ્યાલી રૂપમાં જ ડૂબી જઇને સ્થિર બનીને ત્યાં ઊભા રહયા પછી હોઠ કરડીને ઘર તરફ પાછા વળ્યા!

–'મોળી ગજબની રૂપાળી છે! ને જોયા એના લટકાંમટકા! .. એની ચાલ!...વીજળી છે, વીજળી!'

મહારાજ જ્યારે ઘેર આવ્યા ત્યારે તો બહારથી જ એણે ઘરની બારણાં બંધ દીઠી આગળ વધીને જોયુ તો-ઘરના બારણે મોટું તાળુ લગાડયુ હતુ–એ તો બાઘાની માફક ઉભા રહયા ત્યારે એમની પડોશણ દાસભાઇની પત્ની ચંચળબાઇએ આવીને એમને કહયું 'રેવાબેન તો...અરે ગોગણી તો બપોર પછી સાજની ગાડીમા એમને પિયેર ચાલી ગયા છે!.'

—હાંફળી હાંફળી હાલતમાં મનસુખલાલ મહારાજે ઘરનું બારણુ ઉઘાડતા પૂછ્યુ, 'કં તાર–બાર આવ્યો કે શુ?'

'ના, બા, ના!.. હા, એવું હશે ખરુ! ઈ વિના કૈં ગોરાણી તમને કહેવડાવ્યા વિના જાય ખરા?'

અને મનસુખલાલ મહારાજે બત્તી સળગાવી: ટેબલ ઉપર એક કાગળ પડયો હતો. એ કાગળ ગોરાણીનો હતો એમાં લખ્યુ હતું.

'હું તો તમારાથી થાકી...કંટાળી ગઇ છું–અને હમણાં હમણાં તો તમે ઓલી મણુકી પાછળ ગાંડા થયા છો–એના બધા જ વાવડ મને મળ્યા છે!–આઇ અમે અડધા નાગાં ફરીએ

